# શ્રી કાવ્યાનંદ નિધિ.

## દ્વિતીય વિભાગ.



રચી પ્રસિદ્ધ કર્તા.

કવિ, ઈન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

પાતંજલ યોગસૂત્ર, રૂદ્રાધ્યાય, બ્રહ્મસૂત્ર અને વેદાંત દર્શન,

કાવ્યાનંદ નિધિ વીગેરેના રચયીતા.

નાગર ફળીયા–સુરત.







મૂલ્ય રૂા. એક.



રચી પ્રસિદ્ધ કર્તા.

કવિ, ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

નાગરફળીયા-સુરત.

-:છાપનાર:-

નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

ઠે૦ "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાબ્રીજ-સુરત.



# અર્પણ.

## હરિગીત.

ગુણશીલ દેવાંશી સુપ્રેમે સત્ય સતી દૃઢ ભાવના,
રસપૂર ઉર રંગે રમાડી તારતી ભવ સીંધુમાં;
કર તાહરો જે દિવસથી મેં ગ્રહી લીધો મુજ હસ્તમાં,
તે દિવસથી ચિન્તા શયન કર્યું ત્યાં સૂધી સુખ સુખમાં. ૧

નવ ક્લેશ કલીને વિઘ્ન આવ્યાં તુજ પ્રભાવે દૂર થયાં,
સતી ચાર રત્નો મૂકી ગઇ તે દિવસથી મુજ દુઃખના;
આવ્યાં દીનો શું પુણ્ય મુજ લઈ છોડી અધવચ પરવરી,
સ્વર્ગેથી આવી ઈન્દીરાએ છોડી ત્યાં ફરી સંચરી. ૨

આ ગ્રંથનું અર્પણ તને છે સ્મરણ તારૂં નીત થવા,
જન મંડલોને સમ સિતા તું થૈ ગઈ પ્રીતિપથ જવા;
પ્રિત મ્હારી તેં તોડી તે શું મુજ મન પ્રભુ ભણી જવા,
ઇન્દિરા આનંદ યોગે ભાષ્ય બ્રહ્મ સૂત્રજ થવા. ૩



# અનુક્રમણિકા.

## કાવ્યની પ્રથમ પંક્તિ.



# શ્રી કાવ્યાનંદ નિધિ.

## ભાગ ૨.

## સુમંગળ લહરી.

### મંગલાચરણ.

ઇશ્વર સ્તુતિ.

---

### તરંગ ૧ લો.

---

રાગ કલ્યાણ-બિભાસ વિગેરે.

તાલ દાદરો.

જયતુ જયતુ જયતુ ચંડ પ્રચંડ શકિત પ્રદાયિ પ્રભુ, જય. (ટેક)

સ્થુલ સૂક્ષ્મ કારણ બન્ધન દૂરી કરણ કૃપાળ વિભુ;
શુદ્ધ સત્વ પ્રકાશ પ્રેરીત રજતમ મલિનતા દૂરીકતુ-જય. ૧
દિવ્ય પ્રકાશ જ્યોતિ ઉદ્દભવ પ્રેરક અન્તર્યામિ વિભુ;
નિરોધ પ્રાપ્તિ સ્વરૂપ સ્થિતિ સ્થિરવૃત્તિવિલાસ સ્ફુરણ કતુ-જય. ૨
અમૃત અરણુવ અગાધ સુખમય અખંડ અદ્દભુત ઇશ પ્રભુ;
નંદ ઇન્દિરા ઇષ્ટ ઇશાન સર્વ જ્ઞાન પ્રેરક ગુરૂ-જય. ૩

---

# તરંગ ૨ જો.

---

## રાગ કલ્યાણ

(અહા આ શી રમ્ય લીલા શાંતિ આપે એ રાગ)

અહા ! અહા ! શી રમ્ય લીલા આ વન ઉપવન નગ નદીમાં જ્યોતિ;
મનહર, દુઃખહર, સુખકર, સાત્વિક સ્વરૂપ પ્રકાશ પ્રભુતા પ્રભુની
ચિત્ત હરતી–અહા. ૧

કલિમલ ક્લેશ વિકલતા ધોતી, રજ તમ દુઃખની કથા ન જોતી,
રમ્યલીલા રમણિય આ રમતી, વિશ્વ વિલાસીને મન ગમતી–અહા. ૨

મન ઉન્મન કરી ઝડીઓ ઝરતી, ધર્મ મેઘ આનંદને ભરતી,
નિર્વિકલ્પે સમાધિ કરતી, ભવ ભય તિમિર મરણને હરતી–અહા. ૩

નરપતિની સત્તા સઉ ખોટી, ક્લેશ દુઃખમય કેદની હોતી,
રાજ્ય દ્રોહી કહી પરહિત રતને સદૈવ કેદની કોટડી દેતી–અહા. ૪

બંધન કોનું ન દીસતું જ્યાંહિ, સ્વતંત્ર મન આ લહે નિજ આંહિ
સ્વતઃ સિદ્ધ આનંદ સુખદાઈ, ગળી રહેતું મન તેહની માંહિ–અહા. ૫

અગાધ અનહદ બ્રહ્મપનોતિ ઓમનાદ ભરી ગગન ઘુમંતિ,
સ્વેચ્છાએ નભમાં વિચરંતિ શાંતિ પ્રભા સુખ શિવરૂપ સ્હોતિ–અહા. ૬

જ્યોતિ તણી જ્યોતિની આગળ ઝાંખી પડી રવિશશીની દ્યુતિ
ચિદ્રૂપ, નિજરૂપ, અરૂપ, સ્વરૂપ, સુખ, વિહસિત, વિલસિત
વિકસીત પ્રોતી–અહા. ૭

લલિત લીલા રમણિય શ્રી હોતી, નાદ બ્રહ્મની લ્હેરો ભરતી,
અકથને નહિ વૃત્તિ કથતી. નંદ ઇન્દિરા લય મન ખોતી–અહા. ૮

---

# તરંગ ૩જો.

---

## ચોપાઇ-કલ્યાણ તેતાલો.

જય જગદીશ્વર જગત વિલાસી;
વિવિધ નામ રૂપ જ્યોત પ્રકાશી. જય૦ ૧
જય સ્થિતિ લય ઉદ્‌ભવ કરનારા;
જય વિશ્વંભર પ્રિય અવિકારા. જય૦ ૨
અણું અણુંમાં ગુણુ ત્રય ભરનારા;
ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ થનારા. જય૦ ૩
બિજ અંકુર થડ ડાળ ઉગાવે;
પર્ણું ફૂલ ફળ બીજ બનાવે. જય૦ ૪
નામ નામીની એકી કરીને;
શબ્દ અર્થ રહે જ્ઞાન ભરીને. જય૦ ૫
પ્રસવ પ્રતી પ્રસવે જગ ભાસે;
અણું અણુંમાં ગતી જ્ઞાન વિલાસે. જય૦ ૬
તું સત્ય જ્ઞાન અનંત અખંડ;
અક્રીય ક્રીયા કરે છે પ્રચંડ. જય૦ ૭
શશી, રવિ, નભ, નિધી ઉડગણુતારા;
સૃષ્ટી સ્થિતિ લયને કરનારા. જય૦ ૮
નિયત પરાધીન જગત આ સર્વે;
હૂં કરૂં એજ અવિદ્યા ગર્વે. જય૦ ૯
નિજ ઇચ્છા થકી કર્મ કરે છે;
તદપિ ફળો તુજ હાથ વિષે છે. જય૦ ૧૦
તું ચીદ્ ચીત્ત બની જીવ વૃત્તિ;
સંસાર કર્મથી થાય પ્રવૃત્તિ. જય૦ ૧૧

વ્યષ્ટી દેહ સંકલ્પ ઉઠે છે;
ચિત્તની વૃત્તિ એ સર્વ કરે છે. જય૦ ૧૨

માંસ મદ્ય વ્યભિચારની વૃત્તિ;
ચિત્તમાં ને અંતરથી પ્રવૃત્તિ. જય૦ ૧૩

નામ સગુણ અનીશ્વર વાદી;
તે જડ દૈત્ય ક્રૂર ને થાય પ્રમાદી. જય૦ ૧૪

જેના અંતર ચિત્તની વૃત્તિ;
રજ તમ ભર રાક્ષસી હોતી. જય૦ ૧૫

જે સત્વ રજ તમ વૃત્તિ ભરે છે;
સમ પુણ્ય પાપી તે મનુજ ઠરે છે. જય૦ ૧૬

જે સત્વ રજ પર-હીત રત પાળે;
ઈષ્ટા પૂર્ત કરી વૃત્તી વિશાલે. જય૦ ૧૭

તે ગુરૂ માત પીતા પિતૃ લોકે;
પિતર કહ્યા અહીં તહીં ચંદ્ર લોકે. જય૦ ૧૮

સ્વધર્મ ને સ્વદેશની દાઝે;
કીર્તિ તે નર પીતર વીરાજે. જય૦ ૧૯

જે જ્ઞાન યોગ તપ પરહીતકારી;
વૃત્તિ ધરે તે દેવ રૂપ ધારી. જય૦ ૨૦

જે બ્રહ્મ જ્ઞાન ત્યાગે વૈરાગ્યે;
નિષ્કામ તે મોક્ષ પામી વીરાજે. જય૦ ૨૧

નંદ ઇંદીરા ધર્મધીર વૃત્તિ;
દાન, દયા રતી ચીત્તની વૃત્તી. જય૦ ૨૨



## તરંગ ૪ થો.

---

**બીભાસ–તાલ દાદરો.**

જાગીએ રઘુનાથ કુંવર–એ રાહ

અકલ એક અકલમાંય, સત્ય જ્ઞાન જ્યોતિ,
ઓતપ્રોત સમરસે છે નિરક્ષીર મ્હોતિ. અકલ. ૧
વાણી મન તર્ક શ્રુતિ વિરમીને ઉલ્હાસી,
વિશ્વનો વિલાસી ત્યાંહ રમી રહ્યો વિકાસી. અકલ. ૨
દષ્ટુ દશ્ય કરવા મથે મનુજ મૂર્ખ રાશી,
ક્ષીતીજ પકડવાને ધાય, મરૂજળ જયમપ્યાસી. અકલ. ૩
બાહ્ય દષ્ટી કરીને દોડી, દોડી મૃગ અભાગી,
પામ્યો પેટમાંની નાહીં, કસ્તુરી કહાપી. અકલ. ૪
શ્રુતિ સુગંધ અનુભવે છે, પણ જડે ન કયાંહી,
દેશકાળ દ્રવ્ય કાર્ય, પ્રસવ જગત જયાંહી. અકલ. ૫
હું પદ છોડી શરણુ જાતું ઇંદીરા આનંદે,
પ્રેમ નીધી અંતરે તુજ પ્રકાશ સુખ કંદે. અકલ. ૬

---

## તરંગ ૫ મો.

---

**વણુજારો.**

ઓમ્ ઓમ્ ધ્યાન મન ધારો,
નામી નામ ઐકય વીચારો. ટેક
પણુ માત્ર છુટી કરી કહીએ,
A‘અ-ઊ-મ’ બીંદુ-નાદ-લય લહીએ;

---

A ૬ માત્રા પણુ આત્રા ઓંકારની અ–ઊ–મ–બીંદુ નાદ લય એ ૭ માત્રા.

૧ વૈશ્વાનર અથવા વીરાટ ૨ બીજી માત્રા હીરણ્યગર્ભ ૩ સુત્રાત્મા શીવ–રૂદ્ર ૪ પ્રકૃતિ પરમાણું નિત્ય સામ્ય અસામ્ય ૫ નાદ Sound ઓમ્ એવો શબ્દ ૬ Silence લય The unknown નિર્ગુણ.

સ્ફોટ શબ્દ આકૃતી કહીએ. ઓમ્ ૧
ખટ ચક્ર માંય ખટ માત્રા,
સાતમે અનામી યાત્રા;
તુર્યગા મૌન ધરી રૈએ. ઓમ્ ૨
છ પ્રકાર છે અન્યસ્ત,
ચાર પ્રકાર વૌની સમસ્ત;
સ્મરિ ભવ જલધિ તરતા રૈએ. ઓમ્ ૩
ઇંદીરા અખંડા નંદે,
સત જ્ઞાન અનંત સુખ કંદે;
અજ્ઞાન બ્રહ્મના છંદે. ઓમ્ ૪

---

## તરંગ ૬ ઠો.

### હમીર કલ્યાણ દાદરો.

(જય જય સિંધુ અગાધ એ રાગ)

જ્ઞાન દ્રષ્ટિ થકી વિચારી મંગળ હું ઉચરૂં;
સુખદ મંગળમયઅરૂપ અદ્વયનું જ્ઞાન કરૂં. જ્ઞાન. ૧
ઋત સત્ય આસ્તભાતિ પ્રિય પિતૂ તને સ્મરૂં;
સર્વ માંય સર્વ રૂપી ઓત પ્રોત આદરૂં. જ્ઞાન. ૨
તું વિના ન અન્ય કાંઇ શેષ ઇશ અનાદિ તું;
વાણી મનથી દૂર દૂર તેહને કયમ હું સ્મરૂં. જ્ઞાન. ૩
દૃષ્ટા દશ્ય કરવા મથું-ચેતનને જડ બનાવી પુજું;
ઉંધી રમત ગમત મુર્ખ મન એહવું માહરૂં. જ્ઞાન. ૪
એક અંશમાંય અખીલ ઉદર માંય છે રહ્યું;
એહવા ગણુનાથ ભૂત, પતિનું ગાન શું કરૂં. જ્ઞાન. ૫
જલધિમાંથી જલ લઇને જલનું તર્પણ છું તરૂં;
એકજ સમષ્ટી તેહ વ્યષ્ટી વિવિધ કલ્પું છું. જ્ઞાન. ૬
તરંગ ફેન બુદબુદે ને બરફની જે પૂતળી;
જલનિધીમાં નીર સ્વરૂપ કાળ ક્રમમાં છે ખરી. જ્ઞાન. ૭
ઇંદીરા આનંદ ગાન કાવ્ય રસામૃતનું ભાન;
પ્રેર્યું ત્હારૂં તુજ ને અર્પિ ભાવ દાખવું. જ્ઞાન. ૮

---

# તરંગ ૭ મો.

## યમન કલ્યાણ બીભાસ-તેતાલો

(યા જગમેં નહિ કોઈ અપના એ રાહ.)

શીવ તત્વ જાણું નહીં કેહવા મહેશ્વર,
જેહવા છો તેહવાને હું નમું જગદીશ્વર. ટેક શીવ.
વેદ શાસ્ત્ર શારદ શેષ થાકી ગયા શોધી શોધી,
નેતિ નેતિ કહી વિરામ,લે, જડે, ન સુખ નીધી. ૨
પલ પલે પળે અણુંઓ આકૃતિ વીલાઈ જાય,
નામરૂપ ભુસાઈ જાય, શેષ સત્યચીદ પ્રીતિ. ૩
કસ્તુરી છે પેટમાંય, શોધવા મૃગ દૂર ધાય,
દોડી દોડી થાકી જાય, વાસથી ભુલાઈને. ૪
ભવજળ પીવાને જાય, માત્ર મરણ ત્યાંહ થાયે,
પીદ તૃષા મટે ન કાંય, ભવની ભ્રાંતિ મ્હાંયએ. ૫
જાગૃત સો વર્ષનું છે, સ્વપ્ન ઘડી બે ઘડીનું.
સુપ્તિ તે ઊંઘ્યા સુધીનું, સર્વ સ્વપ્ન સમ ખરે. ૬
જાગૃતનું સુખ દુઃખ સ્વપ્નની તૃપ્તિને ભુખ,
સુપ્તિનું સહુ સ્વર્ગ સૂખ, ક્ષણીક સર્વ આખરે. ૭
ઈંદીરા આનંદનિધી સુખ સમાધિમાં સુધી,
આનંદનો અગમ્ય ઉદધી લય સુયોગ મૌનમાં ૮

# તરંગ ૮ મો.

## "પ્રણુ માત્ર ઓમૂકાર".

### શાર્દુલ વિક્રીડીત.

નામોચ્ચારથી ઓમ તું આવી હૃદયે-નામી ઉભો આ દિસે,
વૃત્તિનો લય તુજમાં થઈ જતાં જ્ઞાન સ્વરૂપે વસે;
સાક્ષાત્કાર થતાં અનુભવું હું છું, "અ" વિશ્વરૂપી થતે,
જેને કહે શ્રુતિ વેદવિદ મુનિજનો વૈશ્વાનરઃ છે તું તે. ૧

"ઊ" ઉચ્ચાર થતાં તું તૈજસ હિપે પીતાંબરાવિષ્ણુ હે,
વીલાસે, હરિ, દીવ્ય દેવ, ઘુતિમાં ઉપગ્રહો ગ્રહ ભરે;
પાંચે તેજ ભર્યાં રવી શશી ઘુ, ને વિદ્યુત વન્હી ઠરે,
યોગીંદ્રો શ્રી હિરણ્યગર્ભ કહીને તદ્રૂપતાને કરે. ૨

માત્રા અર્ધ "મ"કાર તે પદ શીવા–શીવ સ્વરૂપે સદા,
સુસિમાં બીજમાં સમાયું જગ છે–પ્રાજ્ઞ સ્વરૂપે તદા;
વૃક્ષો બીજ ઉગી સ્થીતી કરી જાએ–લયે ફરે ફેરી આ,
વારંવાર સુમંત્ર આ ઘટી તણા યંત્રે ફરે આહ ! હા ! ૩

પરમાણું રૂપ બીંદુ મળીને દાખે ક્રીયા શક્તિએ,
મ્હોટું રૂપ મહર અહં–કૃતિ ભરી આકાર ક્ષેત્રજ્ઞ તે;
આનંદે તું અનંત થાગ નહીં ત્યાં, તૂં ત્યાં પદાર્થો વિષે,
ઇચ્છા શક્તિ સુબુદ્ધિએ વિલસે તો, વિલાસી વિશ્વે હસે. ૪

જાણે કાચનું હોય યંત્રનલિકા દુરસ્થ પાસે કરી,
ઝીણાંને રૂપ મ્હોટું કરી દે એ કાચ શકિત ખરી;
તેવી જીવ તું માંહ્ય શકિતગૂઢ અદ્‌ભુત ભરી, યોગીન્દ્ર જુએ ઠરી,
ક્રીડી ગુંજર વિધિના રૂપપ્રતિ, તું રૂપ લે છે ધરી. ૫

ઓમ્ ઓમ્ ઓમ્ કરી નાદને નભ ભર્યું ચક્રો ઘુમાવી નભે,
મ્હા યોધો બળવાન તૂં બળી તણા, જોરોનું છે જોર તે;
પંખી પ્રાણી પવન ગાન કરતા વાણી વદે સર્વ એ,
વ્યાપી નાદ વિલાસ બ્રહ્મ સઘળે, એ શારદા સર્વ જે. ૬

ઇંદીરા નિધિમાં સુકાવ્ય લય થૈ, આનંદ પ્રેમે ડુબ્યું,
નિર્વીચાર તુરીય તત્પદમહીં–સીંધુ સુબીંદુ ભળ્યું;
નાહીં નામજ નહીં રૂપ, હું હું વ્યષ્ટી સમષ્ટી થયું,
સુખે સૂખ અથાગ મંગળ થતાં ક્યાં મૃત્યુ ક્યાં ભય ગયું. ૭

# ભોળો ભીમદેવનીસ્તુતિ. તરંગ ૯ મો.

( અનુસંધાન પ્રથમ ભાગના ૭૩માં પૃષ્ઠથી )

## બ્રાહ્મણ-સોરઠી-સોમનાથનો પૂજારો.

વસંતતીલકા

આ હીંદના રજપુતોતણી જાળ સર્વે,
વ્યુહે રચાઇ પણ છે રણ કચ્છ ગર્વે;
ત્યાં એપીયો બની ભુલાવું હું દુષ્ટ સર્વે,
લોભી લુટારૂં વીણ, વારી બધાય મર્શે. ૧
જહાં વીપ્ર હોય ત્યાંહાં તે ઉઠશે સ્વત્યાગે,
જ્યાં ક્ષત્રિઓ વિકૂલ ત્યાં દ્વીજ એક જાગે;
જાણે શું જન્મિ જમદગ્નિ સુપુત્ર આજે,
મ્લેચ્છો વિહારી રણમાં હણવા વીરાજે. ૨

---

તુટી તામ્રમુખી એ ઢાળ

લાવણી

ભોળો ભીમદેવ ભડ ગાજતો, કરી બંધ હીંદના માર્ગ,
કુરૂક્ષેત્ર ખીણપર ચોકી, આરાવલી ગુહને રોકી
સાગર નૈકા ત્રીદીશ ઘાટો ગઢ કીલ્લા ગોદ્દી. ભોળો. ૧
ફરે સીંધુ નદી પર નાવો, જળમાર્ગ બ્રહ્મપુત્રાઓ !
હીમગીરી ખાણ ખીણ જંગલમાં પણ,ભમતા વીર દૂતજો. ભોળો-૨
લુંટયા સોમનાથ પણ કાંઇ, જરી હીંમત હારે નાહીં;
વકરાયો એ વાઘ તાકતો, મહમદ આતતાઇ. ભોળો-૩
સુણો સકલ હીંદ નૃપાલો, ગૌહત્યારા ઝટ ઝાલો,
રખે પ્રગટ (થઇ) પકડાતા વીરો, ગુપ્તચાર ચાલો. ભોળો-૪
મુકો મિયાને* હથીઆરો, સ્ત્રી વેશ ઘુમટા ધારો;
ઓચીંતા પડી તૂટો લાગ જોઇ, હરહર પોકારો. ભોળો-૫
ઈંદિરા લુટયું ધન સરવે, લઇ જાય નહી એ ગરવે;
લુટો લુંટનારના ઉંટ અશ્વને, રખડાવી રોકી. ભોળો-૬

---

* પાલખીમાં.

# હાલરુ-લહરી.

## તરંગ ૧૦ મો.

### માતાનું હાલરડું*

એકતાળી–તાલ.

ભજ ગોવિંદં, ભજ ગોવિંદં—એ રાહ

ઘણું જીવો રે મારા બાલકડાં, ટેક
બાલકડાં છો નાનકડાં હો; નાનકડાં ને લાડકડાં હો. ઘણું ૧
કાકા લાવ્યાં રમકડાં શુભ; મામા લાવ્યાં માણેકડાં ખુબ. ઘણું ૨
સસ્મિત વિકસિત વિલસિત રસપૂર;
વિગલિત પ્રફુલિત સુંદર મુખડાં. ઘણું ૩
સુકીર્તિ યશને વંશ વધારો; સ્વધર્મ સેવી સત્ સંચારો. ઘણું ૪
કર્મ યોગી થઈ દેશ ઉદ્ધારો; અરિદલ રાક્ષસને સંહારો. ઘણું ૫
ધર્મ સ્થાપના વીર વિચારો; સ્વતંત્ર સુખમાં ઇશ સંભારો. ઘણું ૬
રામકૃષ્ણના ચરિત વિચારો; લઈ આદર્શ તે પંથ પ્રચારો. ઘણું ૭
શાંતિ જ્ઞાન આનંદ વધારો; સદ્ વિદ્યાથી કલેશ વિદારો. ઘણું ૮
કલિ મલ કલેશ કુટિલતાં હરતાં; તરિતારો ભવ પ્રભુને સ્મરતાં. ઘણું ૯
માતા આશિષ એમ ઉચરતાં; બોધ ભરે હાલરડે હિંચતાં. ઘણું ૧૦

---

*આર્યશાસ્ત્રોમાં માતાને પ્રથમ ગુરૂ ગણેલી છે. સંન્યાસી કોઇને નમસ્કાર કરતો નથી. પણ જ્યારે ઓચીંતિ પોતાની માતા રસ્તામાં મળે તો તેને પ્રથમ ગુરૂ જાણીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. એવો શિષ્ટ સંપ્રદાય છે. આ પ્રથમ બોધ મા પુત્રને હાલરડાં ગાઇ કરે છે. હજુ પણ માતાઓ છોકરાંને ઉંઘાડવાને માટે તેનું પારણું અથવા ઝોળીને હીંચોળતી વખત હાલરડાં ગાય છે. હાલના જમાનામાં ઘણીખરી સ્ત્રીઓ હાલરડાં ગાવાનું ભુલી ગઇ છે અને બાળકોને એક અભણ અને હલકા ખવાસની આયાને સપુરત કરી પોતે પાલવા બંદરે હવા ખાવા બગી દોડાવતી જાય છે. એ મોટી ભૂલ છે. એવું જણાવવા માટે આ હાલરડાંની રચના કરવા કુદરત લાગ પામી હાલરડાં રચ્યાં છે.

# પ્રતાપસિંહની માતા હાલરડુ ગાય છે.

## ઈંગ્લીશ માર્ચનો રાહ.

### એકતાળી તાલ.

હાલો હાલો લાડકડાને, હાલો હાલો છત્રપતિને, ટેક

હાલો હાલો પૃથ્વી પતિને, હાલો હાલો વીરજન્માને;
હાલો હાલો ચામર ધરને, રક્ષક મેવાડી વીરજનને. હાલો

મંજુલ મનહર સુખકર સુંદર, બાલક પાલક માલક વીરને;
સુમુદિત સુસ્મિત સુલલિત વદને, મંજુલ મનહર વિરસુ વચને. હા.
વીરતા ધીરતા પ્રિયતા ભરીને, જલ થલ નભ ગુહ ગીરીગહ્વરને;
વીર જાયા સિંહણના સુતને, શિખવું પડતું નહિ કુદવાને. હા.
બકરી શતને જણતી બિચારાં, સિંહણ એક તે એકે હજારાં;
નદી નગ ઢગ કરતાં ચોકીને, રક્ષો નરવર મેવાડીને. હા.
દુર્ગની કાઢી લાલ ધ્વજા ધરી, ધ્રુજવે કરીવર નખથી વીરસુ;
પ્રથમ ધર્મ તે પ્રભુને સ્મરવાં, ગુરૂજન સેવાથી ગુણ ગરવાં. હા.
નામ પ્રતાપ ફોઈએ દીધું તે, વીર ધીર યશ પ્રીતિમય છે જે;.
નામિનો નામ સંબંધ એવો, વાચ્ય વાંચક ભાવથી ગરવો. હા.
પિતા પુત્રવત્ સંબંધ જાણી, રણધીરા રજપુત પ્રમાણી;
એક ઝાટકે સ્વર્ગે રહેવા, શોક સંગ્રહે જીવને જાવાં. હા.
કુખ કુળ મુજ કુખ ગજાવી, રાજ પુત્રિનું નામ નિભાવી;
રમો રમત રણ બાણ ધનુની, ઉરધરજો શિખ દે છે જનુની. હા.
પ્રથમ ? દેશદ્રોહીને ચિરવા, પછી પ્રદેશી વિધર્મી ધરવા;
ધુર હાંકી મેવાડની ભક્તિ, રક્ષણ કરવાની પૂર ઉક્તિ. હા.
નેક ટેક કાજે દુઃખ સહેવાં, શેખે રજપુત નહિ દુઃખ કહેવાં;
સ્વતંત્રતા સહુથી ગરવી, પરિયાએ મુક્તિ ઉચરવી. હા.

સહુમાં ઇશ્વર નીરખી ને, ધારો ધર્મ સહુ કાર્ય મંહિ ને;
નરપતિ ગઢપતિ ક્ષીતિપતિ રહેનેજ, પાળો માવડી મેવાડીને. હા.
ફરકાવો ધ્વજ લાલ લઈને, લે'રે ઉડજો કીલ્લા પરને;
લોભે લુંટવા આવ્યા લુંટારા, વટલાવી શ્રી સુખ હરનારા. હા,
પરધન પરદારા સ્વદેશી, હરવા આવ્યા અહીં વિદેશી;
જેને અર્થે તુરીયાશ્રમે, કાળ ક્ષેપ થાએ આશ્રમીને. હા.
રમો રમત સ્ફટિક દ્રવ્યો જે, સેવો અશ્વ રણવીર વાહકતે;
ઉડો ધ્વજ વિજય વીર રસની, ઇંદિરા દ્રગ ઉંચી ગરૂડની. હા.

---

# દત્તાત્રયનું હાલરડુ અનુસૂયા માતા ગાય છે.

## ઇંગ્લીશ માર્ચનો રાહ.

એકતાળી તાલ

હાલો હાલો દત્ત દિગંબર;* હાલો હાલો ત્રય ગુણ ઈશ્વર. ૧
હાલો બ્રહ્મા વિશ્નુ મહેશ્વર; હાલો સત્ય ને ધર્મ ધુરંધર. ૨
હાલો પાપ નિકંદન ભયહર; હાલો વિભુ વ્યાપક ચર અચર. ૩
હાલો કામ પુરણ કર ઇશ્વર; હાલો ભવ વાત્સલ્ય કૃપા કર. ૪
હાલો કર્મ તણા ફળ દાતા;હાલો ત્રિભુવન શુભકર શાંતા. ૫

---

* સતી શિરોમણી અનુસયાનો છળ કરવા વિશે તેના મનોરથ પરિપૂર્ણ કરવા ત્રિગુણાત્મક ઇશ્વર પુત્રરૂપે થયા.

એક સમયે અત્રિ મુનીએ પૂછયું કે, હે પૂર્ણ યુવાવસ્થામાં તપ આચરનારી આર્યપુત્રી તમારી શી ઇચ્છા છે. તે સમયે અનુસયાએ કહ્યું કે, "બૈરાને તે બીજી શી કામના હોય. પતિસેવાએ સર્વ કામના પરિપૂર્ણ કરનાર વસ્તુ છે. તેમ છતાં હે ભગવન્! આર્યપુત્ર! ઇશ્વર વારંવાર વિવિધ અવતાર લે છે એવા પુત્રની સેવા જો હું ઉઠાવું તો હું કૃતકૃત્ય થાવું" મુનિવર્યએ કહ્યું કે, "આ વસ્તુને દેશકાળની અપેક્ષા છે. ઇશ્વરની ઇચ્છા હશે તો તમારી મનોકામના સિદ્ધ થશે." આ ઉપરથી દત્તનો જન્મ થયો છે. વિશેષ વિવેચન દત્ત જન્મકથામાં જોવું.

# નોગીની વહુ હાલરડુ ગાય છે.

## ગરબી-નટવર વસંત (એ ઢાળ.)

રાગ મ્હાડી કલ્યાણ તાલ દાદરા.

મ્હારા બાલકડાં તું થજે તાત સમો,
જેણે ઝુંડો ઉપાડયો આખા દેશ તણોરે—મ્હારા ટેક. ૧
યોગી છે એક નોગી ક્ષાત્ર ભુમિ તણો,
રવી મધ્યાન્હ તેજપુંજ વીર ઘણોરે—મ્હારા. ૨
(વલણ) મ્હારા હૈયા તણો હાર જે છે પ્રાણનો
આધાર, બ્રહ્મચર્ય અનીવાર્ય તેવો
થાજે તું અગ્રાણી જાપાની તણો—મ્હારા. ૩
રમો આ છે રીવોલવર તારી કને,
તાકી મારજે વાઘ વરૂ ગીધ વનેરે—મ્હારા. ૪
(વલણ) કદી પંખી પણ ના પૂરીશ પિંજરમાં,
જ્યાંહાં જુએ ત્યાં તોડ બેડી બંધ ઘણાં;
એતો કહીએ મ્હાપાપ જ્યાં સ્વાર્થનું છે માપ,
દેયે રંકને જો તાપ, —મ્હારા.
કોપ દેવી સ્વતંત્રાનો ઘણોરે
કરી વેપારી ગત એતો પાપની છે પત
પીવાં રંકના રગત વ્હાલા વ્હાલા હીંચું,
તું રવી પ્રાતઃ તણો —મ્હારા.
અમૃત મદિરા પી, પ્રેમ માતૃભૂમિ તણો,
ગાજે માતૃ કૂખ કૂળ વીર યોવિતા તણો;
ગુણ કાવ્યે ગવાય સ્હેજ સ્વર્ગે જવાય,
પીતૃ હર્ષે ભરાય, શર ડંકાતણોરે —મ્હારા.

---

# સીતા લવકુશને હાલરડુ ગાય છે.

## લલિતવૃત.

હીંચું ઝુલો ઝુલો, ગાઉં હાલરૂં, પય પીયો સદા, આર્ય ધર્મનું;
જુગલ રામનું, હોય રૂપ શું, પ્રેમ શૌર્યને, સત્ય શીલનું. ૧

ઢાલ જેહનું, પારણું દીસે, બાણ સૈન્ય તે, સોગઠાં હશે;
રણભૂમિ ખરે, ચોપટો થશે, રમત વીરના, બાલ લક્ષશે. ૨

અરી હળો હળી, હાંકી દૂર રે', માત્ર એજ કર્તવ્ય છે ઉરે;
સ્વાર્થને તજ્યો, એ નીશાનરે, દેશ રક્ષવા, નરવરો ફરે. ૩

બાળ લાડકા, લે રીવોલ્વરો, ક્ષાત્ર વીરના, રમકડાં ધરો;
મલ્લકુસ્તીમાં, અરિદલો ચીરો, દો સ્વતંત્રતા, ભકિતમાં હરો. ૪

નૃપતિ સાહ્યમાં, સંપથી ફરો, રાજયભકિત, ઔદાર્ય આદરો;
પક્ષી પણ નહિ, પાંજરે પુરો, છો સ્વછંદથી, ગગનમાં ઉડો. ૫

સત્ય શીલને, ધર્મ સ્થાપવા, દુઃખદ દૈત્યને, દુષ્ટ મારવા;
ઋષિ, મુનિ, શ્રુત ગાય રક્ષવા, ક્ષત્રી વીર તે, જન્મતા હવા. ૬

લવ અને અલ્યા, કુશ બાળકા, ભુમીના થજો, વીર પાલકા;
અગ્રણી થજો, આર્ય નાયકા, રામ શ્રી સમા, સુભટ સાયકા. ૭

સુભટ દો સદા, દાન સુખનું, હીત પ્રજા કરો વચન માતૃનું;
હિંચુ હીંચી પ્રીતે, ગઇ હાલરૂં, નંદ ઇંદિરા, પ્રેમ શૌર્યનું. ૮

ઉંઘી જા, હાલો હાલો,

લવઃ—ના, બા, મારી નાનકડી અસી ધારાનું બીજું ગીત ગા.

સીતાઃ—હજુ ઉંઘતો નથી, ઉંઘી જા, મને ઉંઘ આવે છે. આજે દીસે બહુ ઉંઘ્યો છે તો, ?

લવઃ—ના. બા. તે ગા, નહિ તો હું નહિ ઉંઘું.

---

સીતા ગાય છે. નટવર વસંતનો ઢાળ

ગરબી

અસી ધારા સુતીર્થ રક્ત સ્નાન કરો,
મ્હારા નાનકડા એ તારો ખેલ ખરોરે;
સુઓ, સુઓ, સુવીર બાળ ધર્મે ઠરો. અસી૦
થાઓ, સાક્ષાત તેજપુંજ તાપે રવિ,
હોમો અશ્વના સુમેધ કરી મોટા હવીરે; સુઓ૦
દીપો દીવ્ય દીવાકર પ્રજા પોષી રહી. અસી૦
સીંચે ઇંદિરા તે રગ રગે શૌર્ય ભરી,
એ તો સીંહણે જણ્યા છે સીંહ સુત હરીરે, સુઓ૦
સદા માતૃ સ્નેહ પરહિત પુણ્યે ઠરી. અસી૦

---

# શ્રી રામચરિત્ર નાટ્ય લહરી

## તરંગ ૧૧ મો.

### અંક ૧

### પ્રવેશ ૧ લો.

(આકાશમાં વીણા, મૃદંગ, તાલ લે ઉડતી ઉડતી દેવાંગનાઓ આતિ ગાતિ શીઘ્ર પૂંજવા જાય છે. નીચે પૃથ્વી ઉપર દશરથ રાજાની સભા ભરાઈ બેઠી છે.)

## મંગળાચરણ.

રાગ-યમન કલ્યાણ તેતાલો.

યા જગમે નહિં કોઇ અપના એ રાહ

**શીવ શીવ રટતાં સરશે કામ,**
**દર્શન કરીએ જઇને સભામાં, આજ પ્રયાણે પ્રવરે રામ. શી૦ ટેક ૧**
**શુભ મુહુર્તે શુભ શુકનમાં, ચાલ્યા કરવા દેવનું કામ. શી૦ ૨**
**રાક્ષસ રોળી સીતા પરણશે, રાવણ હણાસે છુટશે સ્વામ, શી૦ ૩**

ધન્ય જનૂની પુત્રને પ્રસવ્યા, ભુભાર ઉતરવા સુંદર શામ. શી૦ ૪
ધર્મ સ્થાપન કરી અધર્મ હણશે, સાધુ સદગુણીજન વિશ્રામ. શી૦ ૫
ચાલો જઇ પૂંજી પ્રસન્ન કરીએ, ગિરિજાપતિ કૈલાસને ધામ. શી૦ ૬

---

(કચેરી ભરાઇ છે, છત્ર ચામર ગ્રાહીણી અને જેષ્ટિકા ધર ધારિણી સહિત દશરથ રાજા આવે છે અને સર્વે ઉઠી ઉભા થાય છે. આશનપર બિરાજે છે, ગાયન ! ચાલુ છે રાજા કાન દઇ ઉંચું જોઇ કહે છે.)

દસરથઃ–અહો ! આશ્ચર્ય ! રવિપ્રભામંડલમાં આ મધુર ગાયનનો ધ્વની કયાંથી ?

વસિષ્ઠઃ–રાજાધિરાજ ! દેવાંગનાઓ વ્યોમ માર્ગે મંગળ ઉચરતી શિવ પૂજને જાય છે તેનો આ ધ્વનિ છે.

દસરથઃ–અહાહા ! ! ! શું સુંદર ગાયન ! ચિત્તનું આકર્ષણ કરી, તાંડવપ્રિય શંકરને ઝટ પ્રસન્ન કરે એવું આ ગાયન જણાય છે. (વિદુષકને ઉદેશી) હે વનચર બ્રાહ્મણ, કેમ તારાથી આ સંભળાય છે કે ? કેવું સુંદર છે !

વિદુષકઃ–હે પૃથ્વીપતિ ! પાલનહાર ! મારો નાનો કીકો રડે છે તેના જેવુંજ પ્રિય આ ગાયન લાગે છે.

દસરથઃ–વાહ ! આ બ્રાહ્મણે તો ભકિતરસ ગાયનની સાથે વત્સરસ પણ દર્શાવ્યો છે.

પ્રધાનઃ (આસનપર ઉભો થઇને) કોઇ ફરિયાદી હોય તો બોલાવો.

(ચોપદાર ત્રણ વખત બુમ પાડે છે.)

ચોપદારઃ–કોઇ ફરિયાદી છે એ....? કોઇને ફરિયાદ કરવી છેએ....? કોઇને કંઇ અડચણ છે એ.... જો હોય તો જાહેર કરો.

(કોઇ બોલતું નથી)

વિદુષકઃ—ફિરયાદ, ફિરયાદ.

રાજાઃ—(હાસ્યવદને) અરે વનચર બ્રાહ્મણ ? તારે શી ફિરયાદ કરવાની છે ? બોલ.

વિદુષકઃ— મનહર.

તીજોરીને તાળા તણાં વેપાર થયા છે બંધ,
ઘેર ઘેર ખુલ્લાં દ્વાર રાતે પણ રેહે છે.
કેદખાનામાં કેદી નથી કોઈ તેથી ખાલી,
ચોકીદાર આમ તેમ ફોગટ ફેરા ખાય છે.
કામ વીણ ન્યાયાધીશ ઠાલાં છે બગાસાં ખાય,
અન્યાયને અપરાધ જાતે મરી જાય છે.
નથી કોઈ લડનાર ફોકટ લશ્કરના ભાર,
મિથ્યા ખર્ચ રાખો રાજા ફરિયાદ મ્હારી છે.
ખેડુતના ખેતરમાં હદપાર વાધ્યું ધાન્ય,
કર લેતા કેમ નથી લક્ષ્મી ઉભરાય છે.
ગાય ઢોર બાંધ્યા ગાઝા બ્રાહ્મણો થયા છે તાજા,
રોગી નહી રોગી નથી વૈદતો મુઝાય છે.

રાજાઃ—વાહરે હસમુખા બ્રાહ્મણ ફિરયાદને મિષે તેં તો ધર્મ રાજ્યની ખુબી વર્ણવી છે. તું અભણ છતે, ધન્ય છે તારી બુદ્ધિને. બ્રાહ્મણોમાં વિલક્ષણ બુધ્ધિ હોય એ તો જન્મસંસિદ્ધ હક હોય એવું ભાસે છે.

વિદુષકઃ—મ્હારાજ ! હું અભણ છું, પણ કીકાની માતો ભણેલી છે ને, તેણે મને શીખવ્યું.

રાજાઃ—બ્રાહ્મણની ધર્મપત્નિ ઉચ્ચ કેળવણીવાળી હોય તેમાં કાંઇ નવાઇ નથી. પણ તારા દ્રષ્ટાંતથી એમ લાગે છે કે, મૂર્ખ પતીને પણ ચતુરાઇ શીખવનારતો તેમની ઉત્તમ ધર્મ પત્નિઓજ છે.

(છડીદાર દોડતો દોડતો પ્રવેશ કરે છે.)

છડીદારઃ–મહાનુભાવ ! મહર્ષિ વિશ્વામિત્ર પધારે છે.

દશરથઃ–સત્વર પ્રવેશ કરાવ. અર્ઘ પાદ્ય જલદી લાવો.

(રાજા ઉઠી ઉભા થાય છે વિશ્વામિત્ર આવે છે.)

વિશ્વામિત્રઃ–(બે હાથ ઉંચા કરી) જય, જયરવિકુલદીપક, દશરથ દીર્ઘાયુર્ભવ!

(રાજા નમન કરે છે અને અર્ઘપાદ્યવડે પૂજા કરે છે)

વસિષ્ઠઃ–પધારો મુનીશ્વર આ આસનપર વિરાજો.

(સર્વ હાથ જોડી ઉભા રહે છે.)

વિશ્વામિત્રઃ– અંજની ગીત.

ધર્મ અર્થને કામ મોક્ષ લઈ
વિદ્યા સહિત જયમ વેદ રહયો જઇ
તેમ વિરાજે અજનંદન આ વશીષ્ટની પાસે.*

કુવીત–દ્રુપદ

જેમ શશી આશમાન રહી બહુ પોષણુ ઐાષધીનું કરતો,
રંજન સૌજન મનકરી નીજ પિયુષ કીરણુ પાથરતો;
રોહીણી સંગ રહી ને તરંગ નિધીહરખે ભરતી ધરતો,
અજનંદન તેમ પ્રજામન આનંદ ઊત્કર્ષે ચીત્તને હરતો.

વસિષ્ઠઃ–પ્રધાનજી મહર્ષિ વિશ્વામિત્રની મધુરવાણી અને આશિર્વાદનું ચાતુર્ય કેવું રસીલું છે.

---

*આ કવિતામાં શ્લેષાલંકાર છે. વસિષ્ટને તેમજ સમ્રાટને પણુ લાગુ પડે છે. તેમજ રાજાની ઉપમા વસિષ્ઠને અને વસિષ્ઠની ઉપમા રાજાને ઘટે એવું ચાતુર્ય વિશ્વામિત્રના વચનમાં છે. જે પ્રમાણે ચાર પુરૂષાર્થનું સાધન જે વેદ અને બ્રહ્મવિદ્યા વસિષ્ઠની પાસે રહી છે તે પ્રમાણે આ દશરથ રાજા ચાર પુત્ર પટ્ટરાણિ સહીત સૂર્યવંશી અયોધ્યાની ગાદી પર બિરાજે છે. જેની પાસે વસિષ્ઠ જેવા મુની છે!

પ્રધાનઃ-તપોધન એવા બ્રાહ્મણોની વિલક્ષણ બુદ્ધિ, ચાતુર્ય સર્વને છક કરી નાંખે એવું હોય એ સ્વાભાવિક છે.

વસંતતિલકા

વિદ્યાભણી શોધ કરે ઘણાએ, વર્ણો તણા અગ્રીણી એ જણાએ;
જ્યાં જ્યાં જનો અજ્ઞ હશે મુઝાએ, ત્યાં ત્યાં નિતી ધર્મ શુ સ્થાપતા એ.

ઉપપ્રધાનઃ—

જોકે વસ્યા જંગલમાંયતોએ, વિદ્યાર્થીઓને પ્રીતિથી ભણાવે;
પાષાણ કે ભમરડા સમ હોય તોએ,
શીલ્પી સમા ગુરૂજનો દીવીભુક્ બનાવે.

મંત્રીઃ—

દીવાથકી જેમ પ્રગટે દીવાઓ, તેવા ગુરૂથી સઉ શિષ્ય ભાવો;
અંધારુ દૂર કરી દે પ્રગટે પ્રભાવો, પ્રજ્ઞાન શાંત ભરી દે ગુરૂ એ હવાઓ.

તંત્રીઃ—

જેના પ્રતાપે નૃપવર્ય વીર, બન્યા ભણી શાસ્ત્ર કળા સુધીર;
જાણે શશિ રવી હવી ભુક પ્રતાપ, તે વિપ્રતેજ નૃપ આ ઉભું આસપાસ.

સેનાપતિઃ—

પ્યાહાં સમી સકલ વર્ણ સુખે ચલાવે,
થાપી ઉથાપિ નિમ* રાજ્ય મૂળો હલાવે;
ધુમાવિને રણ વિશે કીર્તિ અપાવે,
તે વિપ્ર ભાગ્ય તવથી અહીં ચાલી આવે.

દશરથઃ-મહર્ષિ ! આપની તપશ્ચર્યા નિર્વિઘ્ને ચાલે છે ને !

શાંત અને આનંદદાયક તપોવનમાં વિદ્યાર્થીઓને કાંઇ જોઇતું હોય તો આપ મને આજ્ઞા કરશો અને આપના આગમનનું કારણ દર્શાવશો.

વિશ્વામિત્રઃ-ધન્ય છે સમ્રાટ ! રાક્ષસોનો ઉપાધિ વનમાં વધી પડયો છે. યજ્ઞધ્વંસ કરી નાખે છે અને વિદ્યાર્થીઓના અભ્યાસના

---

* નિયમ

કામમાં ખલેલ કરે છે, માટે તમારા બે પુત્ર રામ અને લક્ષ્મણને મારી સાથ વનમાં મોકલવાની કૃપા કરો.

રાજાઃ—(વસિષ્ઠની સામું ગભરાઈને જુએ છે) (મનમાં) શું ઉત્તર આપું. છોકરાઓ બાળક છે. યુદ્ધથી અજાણ્યા છે. મહર્ષિને ના પણ કેમ કહેવાય. (મ્હોટેથી) મહાનુભાવ! રાક્ષસોનો ધ્વંસ કરવા માટે આ સેવક આપની સાથે આવવાને તૈયાર છે.

વિશ્વામિત્રઃ-મહાનુભાવ! તમારૂં કામ નથી. હું તો તમારા બે પુત્રોની માંગણી કરૂં છું.

રાજાઃ—(ફરી ગભરાઈ વસિષ્ઠની સામુ જુએ છે) (મનમાં) ગુરૂ મહારાજ! સાણસામાં સાપનું મોહડું આવે તેવી દશા મારી થઈ છે. શું ઉત્તર આપું સુજતું નથી. આ ક્રોધી મહર્ષિ ખિજ-વાશે તો મ્હારૂં સર્વ ઐશ્વર્ય ભસ્મ કરી નાખશે. નથી હા કહેવાતી નથી ના પડાતી.

વસિષ્ઠઃ— રાગ ભૈરવ-દાદરો

ઉગ્યું રૂડું પ્રભાત વાયે મંજુલ વાત, ડારડાર ડોલેરે-એ રાહ.

જો જો નૃપવર હે ભુપાળ, તજી પ્રેમ મહા મોહ જાળ;
નથી તનુજ આ તુજ શીયાળ, એતો સિંહ તણાં છેજ બાળ,

(વસણુ) કરી કુંભને વિદારશે.

પથ્થર રત્નને પુરૂષ જેમ, દૂર દૂર જાય તેમ તેમ;
વધે મૂલ્ય કીર્તિ પ્રીત, હેમમાં જડાય જાણજો.

રાજાઃ-(ધિરે સાદે) જેવી ગુરૂવરની આજ્ઞા. (રામને ઉદ્દેશી) પ્રિય પુત્રો! રામ અને લક્ષ્મણ! મહર્ષિ વિશ્વામિત્ર તથા ગુરૂવર્ય વસિષ્ઠને વંદન કરી તેમની સાથે જાઓ અને તેમની આજ્ઞાનુસાર વર્તન રાખજો અને ગુરૂ સેવા આદરજો.

કૌશલ્યાઃ— લાવણી.

પ્રભાત ઉગ્યું સુકીર્તિ કીરણો ભાનુ તણા ઝળકે–એ રાહ.

સીધાવો પુત્ર રત્ન પ્યારા રવિકુળ ભૂષણ,
રામ લક્ષ્મણ આંખ તણા તારા. ૧.
આશીશ મુજ છત્ર છાંય કરજો,
ગુરૂ સેવા સદ્‌ભાગ્ય ઉદય કર વ્હાલા શીર ધરજો, ૨.
કીર્ત રઘુયશ ઉજ્જ્વળનામિ,
વળજો વેગે વ્હાલા વિજયી ગુરૂ આજ્ઞા પામી. ૩.
વિકટ વનવાસ વિચરનારા,
સીંચૂ આશીશ ઉમળકે પય તણી ઉડે ધારા. ૪.
કુખકુળ દુધ ગજાવનારા,
રક્ષણ કરજો મંગળમય શીવ શુકન થાય સારા, ૫.

વિશ્વામિત્રઃ–ધન્ય છે ! ધર્મારણ્યના રક્ષક ! સમ્રાટ ! તમારૂં દિન દિન પ્રત્યે વધારેને વધારે કલ્યાણ થાવ (એમ કહી પુત્ર સહિત જાયછે.)

વસિષ્ઠઃ—હે સમ્રાટ ! ગુરૂ કુળમાં ગુરૂજનને સ્વાધિન કરેલા પુત્રો વિષેની પ્રેમ રજ્જુ કાપી નાખવી જોઈએ, મન ખિન્ન કરવાનું કંઈ કારણ નથી.

હે સુધીર ! ધૈર્ય ધારણ કરો અને પ્રસન્ન રહો. તમારા પુત્રો જાણે દેવયાનમાં પ્રગતિ કરતા હોય તે પ્રમાણે આત્મોન્નતિ કરતા જશે, એમાં કાંઈ શક નથી. હવે માતા પિતાને સ્થાને ગુરૂજનોજ સમજવા.

રાજાઃ—પ્રેમ રજ્જુ તોડવો મહા કઠીન છે. હે મહર્ષિ ગુરૂ-વર્ય આપની આજ્ઞાનુસાર વર્તન કરવું એજ મારૂં કર્તવ્ય સમજી મેં પુત્રોને ગુરૂ કુળમાં સપુરત કર્યા છે.

---

પ્રવેશ ૨ જો.

વિશ્વામિત્ર વાત કરતા કરતા રસ્તે ચાલે છે અને બન્ને બાળકો આનંદથી ચાલે છે અને જંગલની પાસે આવતાં કહ્યું કે,

બાલકો વનને ઉચિત વિદ્યાર્થીઓને પહેરવાના આ કપડાં ધારણ કરો. પગરખાં, મુકુટ અને સર્વ આભરણો નિરાધાર લોકોને દાન કરી દો અને મારી સાથે ચાલો. આ નદીમાં સ્નાન કરો. યજ્ઞ પુરિષ જે ભસ્મ તે વડે શરીરનું રક્ષણ કરો અને આ યજ્ઞ કુંડની પ્રદક્ષિણા કરી યજ્ઞ નારાયણને વંદન કરો. અને હું શિખવું તે પ્રમાણે આહુતિઓ આપો. અને હવિભુક્ સપ્તાર્ચિની પાસે ધનુર્વિદ્યાની સફલતા માગો. પ્રત્યંચા ચડાવી ધનુષ્ય ઉપર આ પ્રમાણે બાણ ચઢાવી વીરાસને સ્થિત થાવો અને આ મંત્રનો જપ કરો. ચિત્તને એકાગ્ર રાખજો. ભટકવા દેશો નહિ એમ કહી કાનમાં મંત્રમાં મૂકે છે.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ. (પર્ણકુટી યજ્ઞકુંડ, આશ્રમો અને નદી, નગનું દર્શન)

### પ્રભાતીયું ઝુલણા તાલ દ્રુપદ

શર્વરીસાથ સંચાર કરી સુખમાં, પ્રેમસાગર શશી સાધુ સાચો;
શેષની સેજમાં શાંત થઈને સુતો, શ્વેત અભિસારિકા રંગરાતો. ૧
પ્રગટ ઉષા રવીજ્ઞાન વિજ્ઞાનભર, હૃદયના હૃદયમાં લીન થાતો;
ઔષધીનાથ રગરગ રસામૃત ભરી, વિશ્વવાડી લીલી રમ્ય પાતો. ૨
કીલકારે ભર્યું વ્યોમ મંડલ બધું ગાજ્યું છે ગગન ઘનઘોર વ્યાપ્યો,
પંખોડા વૃક્ષથી ઉડી ઉડી આવતાં, ભાવતાં હરખ છલકાઈ જાતો. ૩
મલયગીરી કાવ્યનીકુંજમાં કવી સમો, પવનવન શબ્દ મંજૂલવાતો,
તર્કની લ્હેરમાં રંગ તરંગમાં નાવડી બાથ સઢમાં ભરાતો. ૪
રમણ રમાડતો ઉછળી ઉછાળતો કંચૂકીમાં ભરાઈ વિહરતો ભહોતો
રસનિધિ કહાવતો મરૂત તરાવતો માનુની તીર પોંચાડી ન્હાતો. ૫
સુરભિ સત્કર્મની સાધુરસ શાંતમાં, નદીગીરી સાથ હસી કેહવાતો,
ચેતના જડ મહીં ભરી ભરી ભાવનાં લાડીલાડી રસેના ધરાતો. ૬
જ્યાંહ જોઉં ત્યાં ઈંદીરા રંગીલી, નવલ જોબન ખીલેલી દીસે છે,
સોળસંજી સાધવી ત્રીસબે લક્ષણી, પુષ્પ સુલોચના પદ્મીનીએ. ૭

ચીંતવે મધુપ મધલોભી મદમસ્તને ભીડવા કર પ્રસારી કળીએ,
જોઇ રહી વાટડી રસીક આશુકડી, ખીલી ન ખીલી ચરીમુક્ત જે છે. ૮
માનુની હંસ માનસ સરવર તીરે, મુનીવરો સાથ હસી તાળી દેતો,
ઇંદીરાનંદ આનંદ રસ રંગમાં, હંસીની સાથ સુર ભેલી ગાતો. ૯

---

પ્રવેશ ૪

(મધ્યરાત્રિ શિષ્યો ચાળામાં કામળી પર ચાદર ઓઢી ઉંઘે છે)

વસંત તિલકા

નિશાચરો વળી અને વ્યભિચારીઓને,
માર્ગો દઈ ક્ષીતિજ સંધિ સ્મશાન માંહે;
અરકાસ્ત અંધારૂં ઘનઘોર છાંયે,
વ્યાઘ્રો વરૂ નિશચરો રીઝી વનજાયે.

(નારદ વીણા વગાડતા પ્રવેશ કરે છે)

રાગ—મલ્હાર તેતાલો

નારદ:— લાગ્યા વસંતમાં ભમરા ભમવા*—એ રાહ

જય સ્મશાન રક્ષા ધુળી ધુરંધર, ભૂતનાથ શીવ ભોળા ભવ હરહર;
ઘનઘોર તિમિર અંધારું જયાંહે, ભડ ભડ ચિતા વહ્નિ વિશાલે.
દટાયા મુડદાં ગીધ ને કુતરા, ખગ પંખીના માંસ સડેલા;
જયાંહ જોવું ત્યાંહ ત્રાસ તિમિર ભય, ત્યાંહ રમે છે આમ નિશાચર.
જય મૃત્યુંજય વિષપાન કર્યું તે, જય પરહિત રત પરદુઃખ હર્યું છે.
ઘટઘટ માંહે શાક્ષી સ્વરૂપે, નાચે ભવ તાંડવ પ્રિય રાતે.
નમું સદાશિવ સતત્ જ્હુંાં જાગે, બ્રહ્માનંદે નાચે રાચે.
કાળી માતા કહેર કરંતી, શાંતિ આનંદ દૂર કરંતી.
અકલ ઇંદિરા સકલ વિશ્વમાં, નિર્લેપી આત્મા ત્રિભુવનમાં,

(ધૂન) હર ૐ હર ૐ હર હર હર—
જય જય શંકર હર ૐ હર ૐ

---

* નારદની સર્વત્ર વ્યાપક સમષ્ટિ રુદ્રરૂપ જે સાયકલાનનો પવન તેમાં સદાશિવને નિર્લેપ અને આનંદરૂપ ભૌતિક પદાર્થો સાથે રમણ કરતા અને અંતર્યામિરૂપે વસતા નિરખી હર્ષમાં નાચતા કૂદતા અને ગાયન કરતા પ્રવેશ કરેછે.

નારદઃ—આજે કંઇ ઘણા ધણીના સોહા થયા નહિ. આજનો દહાડો ખાલી ગયો લાવો કંઈ શ્મશાનમાંજ સળગાવીએ. અહો! આતો ખ્રીસ્તીઓનું શ્મસાન છે. અહિંયાતો ટેબલ જેવા પથરાપર લેખ લખ્યા છે. વળી આ મુસલમાનનું કબરસ્થાન છે એમાં સુતલા મુડદાના આકારની પોરોનો સુમાર નથી. પણ પારસીઓના ભસ્તામાં ગીધ કલકલ કરી રહ્યા છે. સડેલાં મુડદાંની ગંધ ઉડી રહી છે. ભસ્તામાં હાડકાના ઢગ એકઠા થયા છે અને ખ્રીસ્તીઓના સુંદર કપડાથી શણગારેલાં મુડદાના રસમાં કીડાઓ ખદબદે છે અને જેમ લગનસરામાં જમણવારો ઉડે છે તેમ તેઓ મજાથી પોતાનું સ્વાદિષ્ટ ભોજન ઉડાવે છે. એમાં પણ અસંગ એવા સદાશિવ આનંદે નૃત્ય કરે છે મારી સર્વત્ર બ્રહ્મદ્રષ્ટિ થઇ છે. તથાપિ શંકરની કૃપાવિના વસ્તુ શાક્ષાત્કારને હજી વાર છે એમ લાગે છે.

નિશાચરોઃ—નમન કરીએ છીએ બ્રહ્માના પુત્ર તમને નમન કરીએ છીએ.

નારદઃ—આશિવાદ; કેમ કુશળ ક્ષેમ તો છો.

નિશાચરોઃ—હા મહારાજ આપની કૃપાને લીધે પણ આ બ્રાહ્મણો અને વિદ્યાર્થીઓ સાંઝને વખતે પણ ભડકોલીયું કરી આખી રાત ધુમાડો કરે છે અને અંધારૂં થવા દેતા નથી. તેથી અમને બહુ હરકત થાય છે. માટે અમે તો તેમના યજ્ઞનો કુંડ ભાંગી નાખવાનું ધારીએ છીએ કેમ ઠીક છેની ?

નારદઃ—યુકિત તો ઠીક છે પણ બ્રાહ્મણો તુમડા લઇ ઉઠશે તો તમારાં માથાં ફોડી નાંખશે તેનો કાંઇ બંદોબસ્ત કર્યો. તે જાગતાં છે કે ઉંઘતા તે એક પથરો નાંખી જોવું. ઉંઘતા હોય ત્યારેજ તમને ફાવે.

રાક્ષસોઃ—બ્રહ્માના પુત્રે આ વાત તો સાચી કહી ને ઉંઘતા જાગતાની પરિક્ષાની યુકિત ઠીક બતાવી.

(નમન કરી તેઓ જાય છે અને વિશ્વામિત્રના શિષ્યો ઉંઘતા હતા તેમનાપર ઠીંકરા પથરાનો માર મારે છે.)

વિષ્ણુદત્તઃ—અલ્યા ભાનુદત્ત તારી આકળવાની ટેવ હજુ ગઈ નહિં કે; મધરાતે પણ કાંકરા મારી જગાડે છે.

ભાનુદત્તઃ—એતો ચેલો શિવશંકર તોફાની છે તે કાંકરા મારતો હશે.

(આખો આશ્રમ ખળભળી ઉઠે છે ને ઉપરથી કાંકરા પડે છે)

દરેક વિદ્યાર્થી હું નથી નાંખતો, હું નથી નાંખતો એમ કહે છે અને કહે છે કે આતો નિશાચરોનું તોફાન જણાય છે,

વિશ્વામિત્રઃ—(જાગ્રત થઈ) અરે શિષ્યો આ કોલાહલ શું મચાવી રહ્યા છો ઉંઘવું નથી કે ?

શિષ્યોઃ—ગુરૂ મહરાજ વિબુધારીઓ કાંકરાં અને શીલાના વર્ષાદ વર્ષાવે છે ને હમને કાંકરાં બહુ વાગે છે.

વિશ્વામિત્રઃ—અરે પણ આ યજ્ઞનારાયણનો કુંડ કોણે ભાંગ્યો ને તેમાં કાકરાંને પથરા ક્યાંથી આવ્યાં. આ તોફાન રાક્ષસોનું છે. અરે રાક્ષસો ઉભા રહો હમણા તમારો અંત આવશે.

(રાક્ષસો ગુસ્સે થઈ મુનિપર પથરા ફેંકે છે.)

(વિશ્વામિત્ર શ્રીરામ અને લક્ષ્મણને ઉઠાડે છે.)

વિશ્વામિત્રઃ—હે રામ ? હે લક્ષ્મણ ? ઉઠો. ગઈ કાલે જે મંત્ર અને અનુસંધાન શીખવ્યું હતું તેનો પ્રયોગ કરી, આ નિશાચરોનો વિધ્વંસ કરો.

## પ્રેમાનંદ દશમસ્કંધ.

રામકૃષ્ણ કહીને નામ જનુની બોલાવે—એ રાહ.

ઘુંટણીએ ઘનશ્યામ તે માતાને ભાવે.
ઋષિ મુનિ પુત્રો ભયભિત દિન થઈ પોકારે,
કરે યજ્ઞતણો ધ્વંસ રામ, શ્રી ધા વ્હારે,) ૧
બહુ ગલોલ ગોફણ માર વિષ્ટામુત્ર વરસાવે,
લઈ લોખંડના દુષ્ટ દંડ કુંડો અભડાવે. ૨

મળ્યા મળ્યા હજારો દૈત્ય શિલાઓ વરસાવે,
લઈ હોમ ધેનુને જાય કોણુ કો' છોડાવે. ૩
રઘુવીર શ્રી રણધીર ધનુષ લઇ ધા, વારે,
મંત્ર શકિતવડે સૌમિત્ર સંકટ નિવારે. ૪

(રામ અને લક્ષ્મણ ક્રોધથી ધનુષ્ય સજ કરી બાણ ચઢાવી ઉભાછે.)

લક્ષ્મણઃ— ઝુલણા.

કોણ અહાં દુષ્ટ છુપિ અંતરીક્ષે રહી માંડી ઉત્પાત સતકર્મ માંહે,
આવ ઉતર નિચે યુધ્ધ કર જો, પ્રીતે શરણથા, નહી હણું ધર્મ માંહે;
નાહીં તો સર્વના શીર આ બાણથી છેદી નાંખુ છુટો ન્હાસી કયાંહિ,
દુષ્ટ સ્વભાવના દૈત્ય સર્જન પીડો આજ આયુષ્ય ખુટયું કાળ આંહે.

કવિઃ— હરિગીત.

ધારિકો દંડ, શરઆસન વિષે બાણને ધરી સજ કર્યું,
તો પૃથિવના નગશેષ ડગમગ હાલી કંપી ખળભળ્યું;
નભ પવનપાણી સાગરે નિર આતશય ઊછળ્યું,
રવી શશિ હળો વહ્નિ સ્વપથસુ નવગ્રહ ચળીને ચિત ચુક્યું. ૧
ટંકારથી ત્રિભુવન્ન ત્રાસ્યું લંકધ્વજ ભાંગી તૂટયું,
ત્રાસ્યા જીવો ત્રીભુવન્નના દેવ ત્રય રક્ષો નમ્યું;
જય વિજય થાજો આજ શ્રી રામચંદ્રે ધનુધર્યું,
રાક્ષસોને અક્ષતોથી આમ આમંત્રણ કર્યું. ૨

ઉદ્ધતવૃત

નર્મદના રામાયણ યુધ્ધનો રાહ.

ને જ્યાંહાં કરી ધનુષ ટંકાર લક્ષ્યને સાંધી લીધા,
એ રામવીર રણધીર વીરાસન માંડી ઉભા;
ને છોડયું એક જ્યાં બાણ સર્વના પ્રાણ લીધા,
ડોલ્યાં નગને ધરા દુંદુભિ શબ્દ કીધા.

(સર્વ રાક્ષસોને બાણથી વિંધી નાખ્યા ને શાંતિ પ્રસારી બીજે દિવસે જનકરાજાને ત્યાંની કંકોતરી આવી કે ધનુર્યાગમાં શિષ્ય સહિત પધારવું.)

---

## પ્રવેશ ૫ મો.

## વાડીમાં મેળાપ.

(રામ અને લક્ષ્મણ પુલ લેવા જાય છે. પુલ ચૂંટતાં ચૂંટતાં)

રામ—અહો આ વાડીમાં તો શંકરનું દેવાલય છે. ભાઈ આહો સંધ્યા સમયે શીવના દર્શન કર્યા વગર પાછાં જવાય નહી આટલા પુલ ગુરૂવર્યને કાલે પૂજા કરવાને બસ થશે. બહુ થયાં. એમ કહી શીવના દહેરામાં દર્શન કરવા જાય છે.
(ત્યાં સ્તુતી કરતા હાથ જોડી, આંખ મીચી બન્ને ભાઈઓ ઉભા છે.)

કેરબાની ચાલ. તાલ દાદરો.

બોલો બોલો મુખે કંઈ શશીવદની—એ રાહ.

ચાલી ચાલી મનોહર ગજગમની
ભુલ્યા ભુલ્યા તે ચાલ હંસ નીજ પદની—ટેક,

સાખી—ચંદન કેશર પુષ્પને કમળ માળ ઉપહાર;
અમલ વિમલ કરકુંજમાં પુજવાને ત્રીપુરાર,
વલણ—આજે છેલ્લી પૂજા વર વરવા ખરી,
કાલે સ્વયંવરે વરમાળ ઠરી. ચાલી. ૧

સાખી—પદ પડતાં ચગદાય શું ચક્રવર્તીના માન,
રૂપ યૌવન અલંકૃતી, થકી નમ્યાં અભિમાન;
વલણ—એવી એકાંતમાં સખી સંગ લઈ,
આશા ઉમંગ ઉરમાં માય નહી. ચાલી. ૨

સાખીઃ—નિજ પિતુની વાડી વિશે શ્હેર બહાર છે જાય,
છુપાવતી પણ ના છુપે હસી મુખ મલકાય;
વલણઃ—મન તન જોરે મદન જંહી,
આવે મદ પ્રકાશ નેત્ર મંહી. ચાલી. ૩

સાખી:—પલ પલ પલટાં પલટતાં છળી પાડતું મન્ન,
તર્ક વિતર્કે ચંચળ ખોળી ખોળી ત્રિભુવન્ન;

ચલણ:—શુદ્ધ સાત્વીક અન્નનું જોર ધરે,
એંચી આર તે વીવર્તો છે ભરે. ચાલી. ૪

સાખી:—સાક્ષાત ઇંદિરા નેહ એ શોભે અપરંપાર,
વૈદેહી દેહી કરી–શ્રી લક્ષ્મી અવતાર;

ચલણ:—ઉડી છડી પરી શું ગગનની,
ધર્મ સ્થાપન કરવા યુગ યુગની. ચાલી ૫.

(વાડીમાં સ્વર સંભળાય છે. વૈદેહી આમ આમ ચાલો, વાડીમાં તે શું જુવો છો. શંકરના પૂજનનો વખત થઇ ગયો.)

લક્ષ્મણ:—ભાઇ વાડીમાં કોઈ સ્ત્રીનો શબ્દ સંભળાય છે.

રામચંદ્ર:—ચલો હવે અહીંથી. તેઓ આણી તરફજ આવી પહોંચશે. બ્રહ્મચારીઓએ પરસ્ત્રીનું મુખ જોવું અનુચીત છે માટે હવે ઉતારે ચાલો.

(સીતા પૂજન કરવા શીવાલયમાં જાય છે.)

વસંતતિલકા.

સીતા:— જાઓ સખી અહીં થકી ચૂકી ધ્યાન જાએ,
જોગી સમાધિ વર શીવ કમીથી રહાએ;
નીષ્પાપ અંતરની આરસી જ્યાં સહાએ,
શી ચાર બીંબ પડતાં સહુ સીદ્ધ થાએ.

લક્ષ્મણ:—ભાઇ આણી પાસ મુખ કરી શંકરની આરતીના દર્શન કરી જઈએ. જે દીશાએ સ્ત્રીઓ આવે છે તે તરફ પૂંઠ કરી આપણે દર્શન કરીશું.

કલ્યાણ-ચમન.

જગતમાં ગરજનાં સૌ સાથી-એ ઢાળ.

મંગલમય શંકર સુખકારી. ટેક

ભોળાનાથ ભિડભંજન ભવ છો,
ભકત વત્સલ હે ત્રિપુરારી* મંગળ ૧
રામનાથ છો હૃદયમાં રમતા,
મનવાંછીત દો મદનારી× મગળ ૨
ઓળો પાથરી વર+વર÷વીનવે,
ઇંદિરા અવનિ સુતા શ્રી હરી. મંગળ ૩

(બન્ને જણુ હાથ જોડી સ્તુતિ કરે છે.)

સીતાઃ- ભેરવી-દાદરો.

શીવહર મૃડ ભવ પૂરપૂર્ણ કામ, નીજ ભકત પ્રતી છોવરદ આમ.
દાખો ગિરિશ જેહ વર વરશે શામ, પ્રેમપુંજ અનુપસ્વરૂપકામ;
કયા કૂળ તણો દિપને શું નામ, રસ ભરી રટે રમણીય આમ.
કાલ સ્વયંવરે ભુપ નીરખી આમ, જાણું કેમ બાળક કયો ગૂણગ્રામ;
શીવશીવ જપૂં એક આઠ જામ, જોયા સર્વ પુરૂષને પિતું સમાન.
વરતણો નહીં સંકલ્પ નામ, શીવ સાક્ષી રૂદય ગતના તમામ;
ઈંદિરા ઉન્મની મ્હાંય આમ, દાખ્યું શીવે હૃદયમાં રૂપ રામ.

(પૂજન કરતાં સીતાજીની દ્રષ્ટી શ્રીરામચંદ્રજી પર સહજ સ્વાભાવિક રીતે પડે છે.)

સીતાઃ-(સ્વયં) ગોકુળીએ લઈ જાઓ હો ઓધવરાજ-એ રાહ.

લજ્જા લોપીને વાણુ ઉચારી, ક્ષમા કરજો સત્ય વિચારી, ટેક.
દર્શન ચાતાિ થઇ છું તમારી, સાક્ષી મધ્યે રહ્યા ત્રિપુરારી,
સતીના સત્ય જુવોને વિચારી, દુર કરશો ન થઇ તવ નારી. લ. ૧

---

*સ્થૂલ સૂક્ષ્મને કારણ શરીરરૂપી કેદખાનાનો નાશ કરી મોક્ષગતિ આપનાર
× જેમના સ્મરણથી મનોવિકાર ધોવાઇ નિર્મળ પ્રેમ, સુખ, વંભવ, દેવાંશી આનંદ આપે શિવ, અને રજતમાત્મક વૃત્તિનો નાશ કરનાર શીવ.
+ વરદાન ÷ સ્વામિ.

શ્રી મુખચંદ્રે દેહ ઓવારી, શરણુંગતને લેજો સ્વીકારી,
મન માન્યો માગ્યો મેળવ્યો મુજને, ભોળા નાથે દીધો વર ભારી. શ્રી. ૨
કરજો કૃતાર્થ સ્વયંવરે આવી, કોડ પુરો મોટા મદ નારી,
ઈંદિરા આનંદમાંય કીશોરી, શ્રીરામ મુખચંદ્ર પિયે ચકોરી. શ્રી. ૩

અહો આ મેઘશ્યામ સુંદર મનોહર મ્હારા પતિ થવાને યોગ્ય લાગે છે, કોઇ પણ પર પુરૂષનું મુખ ન જોવાનો ઉદ્દેશ છતાં મારી દૃષ્ટિગોચર આ મનમોહક મૂર્તિ મ્હારા મનમાં નૈસર્ગિક સ્વભાવે વિદ્યુત વેગે તાશ મૈત્રી સમાન પેસી જઈ મ્હારા હૃદયનું આકર્ષણ આટલું બધું કેમ થઇ ગયું. શ્રી શંકરે કૃપા કરી મ્હને વરનું મુખતો નહિ બતાવ્યું હોય. હે ભોળાનાથ! તમારી અકળ કળા હું તમારી બાળકી કાંઇ જાણતી નથી.

મ્હારૂં અંતર એમ કહે છે કે, આ મનોહર મૂર્તિ આપજ અહીં ઘસડી લાવ્યા છો અને તેના મુખનું દર્શન મ્હને કરાવ્યું છે. માટે જો એ પતી થવાને યોગ્ય હોય તો આપ મને સૂચના કરશો.

ઓખા કહે છે સૂણ સાહેલી લાવ નાથને વહેલી વહેલી—એ રાહ

પ્રેમનિધિ પતિ પ્રીયરામ રમો છો હૃદયે આઠ જામ. પ્રે૦ ૧
રૂઠયાતો રમી જાય છે રામ થઇછુ વિસ્મિત નીરખી કામ. પ્રે૦ ૨
જડેના શબ્દ શું કહું હું નામ સંપૂરણ પૂરો પલપલકામ. પ્રે૦ ૩
અતીથી આચાર્યોના કામ માત પિતુના છોડીને ધામ. પ્રે૦ ૪
ઘટીતને અઘટીત એ છે નામ ન છાજે રતી રમણે ઉપમાન. પ્રે૦ ૫
પામિપદ વૈદેહીનું માન સખી સચીવા ગ્રહણીનું સ્થાન. પ્રે૦ ૬

(શ્રી રામ લક્ષ્મણ જાયછે.)

જોગી આશાવરી—દાદરો.

ગયાં કયાંહાં પ્રાણપતી પ્રીયરાગી, ધ્યાન એકાગ્રથી ચળી જાગી;
જે શીવ પૂજન કરીને નીરખવા, ધ્યાને રહી હતી માગી. ૧
હૃદયમાં રામ સ્વરૂપ નીરખ્યું તે વ્યુત્થાનમાં ગયું ભાગી;
બ્હાવરી બાળા ચકીત નયનથી જુવે ન તે પ્રીયને જાગી. ૨
શીવ શીવ ભૂલીને પ્રીય પ્રીય જપવા વૈદેહી ઘેલી થઇ લાગી;
ભૂલી પડી મૃગ નયની ઇંદિરા ફરી શીવ વીનવવા લાગી. ૩

ભેરવી—દાદરો.

અહો ભૂલી જઈશ કેમ થાશેરે, ટેક.
સમાન વય રૂપ ગુણના નૃપ સ્હો;
શ્રી રામ કેમ ઓળખાશેરે. અહો. ૧
રસ ભરી રટે છે રમણી શમા,
પ્રત્યક્ષ જોઇ પરખાશેરે. અહો. ૨
શોધે આમ તેમ ચકીત મૃગાક્ષી,
અધીરા આકુળ આશેરે. અહો. ૩
કરજોડી કરગરીને ટટળે,
ખોળા પાથરી પાસેરે. અહો. ૪
વીરહ કુઠારે વ્યથીત ઇંદિરા,
કુંળી કેળ ઢળી ત્રાસેરે. અહો. ૪

(સર્વ જાય છે.)

---

પ્રવેશ ૬ ઠો.

(વૈદેહીનું શયન ગૃહ)

(સખીઓ પરસ્પર વાત કરે છે.)

વસંતતીલકા.

વૈદેહિને કંઈક ચેટક લાગ્યું આજે,
વાડી માંહી શીવપૂજ્યા ત્યાંથીજ લાજે;
છુપી સુમંદ હસતાં મનસા થવાતે,
લાગી સમાધિ સુખની વરવા વીરાજે. ૧

લાવણી.

સખી:—ચીત ચંચળ આ જુગતે જુવતી જોહાયું કયાં કેમ,
ધ્યાન અર્ણવે ડુબી મૃગાક્ષી સૂખ સમાધી ક્ષેમ;
સ્મિત મંદે સુખચંદે મચી છંદે
મલપતિ મધુ મધ ભ્રમરિ લંપટ ખીલતી કળી પરનેમ. ૧

સીતા:—પ્રિત તંતુઓ અદૃષ્ટ જોરે વિદ્યુત વેગ સમાન,

સાખી

શીવ વીના નવ જાણશે અવર અકલ એ ભેદ.
જોડે તન મન પ્રાણને પરવશ કરી દે છેદ,
બ્રહ્મચારી, હે સ્વિકારી, પ્રિત મ્હારી
પ્રેમ પુષ્પનો પુંજ સકોમલ દીવ્ય ધનુર્ધર રામ. ૨

દાસી:-વૈદેહી આજ શું વિચાર કરો છો. આજે તો વેણી ગૂંથતાં વાર લાગશે. સ્વયંવરને માટે તૈયારી કરવાની છે જાગ્રત થાવ

—:મહાડ તેતાલો.:—

(જય જય સુખકરણી અમૃત ઝરણી અખિલ જગતની મા,—એ રાહ)

સીતા:-મારે કાળજે કંઇ કંઇ થાય રે હું શું સમજું નાની બાળ

મન મચ્છધુતું પ્રેમે ખેંચાઇ, સ્થીર સીધો ગુપ્ત જોય,
ચીંતન કરી અંતરમાં ત્હારૂં, બ્હાર છુપાવું હું તોયરે. હું. ૧
બ્હાવરી બેસું ઝબકી ઉઠું, છુપાવાવા સુઊં તોય,
એકાગ્ર ધ્યાન સમાધિ વિશે મુજ, અંતર વૃત્તી તને જોયરે હું. ૨
સ્હેજ જોઈ મુખ ફેરવું આડું, જાણી તૂં છે તૃપ્ત એમ,
પાછી સુઉં વળી ઉઠું તરત, શું તૂં ગયો કે કેમરે હું. ૩
તાલાવેલી મનમાં પ્રગટી તપી હું તારૂણી એમ,
માનુની કેરૂં મન વીંધાયું કામ બાણે ખગ જેમરે હું. ૪
સર્વ વૃત્તિને સમેટી લાગી અંતર વૃત્તિ પ્રેમ,
ખાન ભુલી પાન ભાન ભુલી હું, બ્હાવરી મૃગલી જેમ. હું. ૫
ભુરકી નાખી ભામિની ભોળી, મુખ જોતો સમે કાળ,
મીઠું મધુરૂં મનહર લાગે, નીરખતાં તતકાળરે. હું. ૬
નંદ ઇંદિરા આશું છે થાએ, આવ્યો શું મ્હારો કાળ,
વીષનો વેગચઢે વૈદવા'લા, આનંદે ખોળું, બાળરે, હું. ૭

## પ્રવેશ ૭ મો.

(ગુરૂજી શિષ્ય સહિત જનકપુરીમાં જાય છે. સભા ભરાઇ છે.)

(મહર્ષિઓ હજારો શિષ્ય સાથે બ્રાહ્મણોની બેઠકમાં બેઠા છે.)

વિશ્વામિત્ર શિષ્યો સાથે પ્રવેશ કરે છે. રાજા અર્ધ્ય પાદ્યવતી પૂંજા કરે છે.

જનકરાજા રામને જોઇ કહે છે.

રાગ ખમાચ. તાલ દાદરો.

આજ શ્યામ મોહેલીનો બાંસરી બજાયકે—એ રાહ.

જનકઃ— ભવ્ય ભાલ છે વિશાલ, બાલ ઇંદુ અર્ક એ,
શીવ નેત્રત્રય સમાન મધ્ય પાવક આપતે;
વીર શ્રી વીરાજયમાન, કાંતિ દિવ્ય અનુપ કામ,
કોણ પિતુના વિશ્રામ, ધન્ય ધન્ય ધન્ય તે.

વિશ્વામિત્રઃ—ભસ્મમાં છુપેલ ચીનગારી અગ્નીની,
રક્ષક મુજ યજ્ઞનાએ તાડીકા હણી.

સાખી.

અજનંદન નંદન રવી, કુળ રઘુરત્ન સમાન,
ગુરૂવશીષ્ટની છાંયમાં, છે યોગ વીદવીર જાણ. ભસ્મ૦ ૧

(રાજા વિશ્વામિત્રને બ્રહ્મસભામાં બેસાડે છે. સભામાં નાચ-રંગ ચાલી રહ્યો છે. વેશ્યા ગાય છે. ભાનુદત્ત તાલ આપી તેના સામું જોયા કરે છે અને ડોકી હલાવે છે.)

વિશ્નુદત્તઃ—(એક ગુસ્સો પહેરાવી) અલ્યા ભાનુદત્ત આ શું કરે છે.

આ વારાંગના સામું જોઈ શું ધ્યાન આપે છે અને તલ્લીન કેમ થયો છે.

ભાનુદત્તઃ-વારાંગના એટલે શું ?

વિશ્નુદત્તઃ-સાંભળ.

दर्शनात् हरतेच्चितं, स्पर्शनात् हरतेबलं ।
संभोगात् हरतेवीर्यं, नारी प्रत्यक्ष राक्षसि ॥

પાપાચરણુ કરનારી, દુઃખોત્પાદક સ્રી. તને સંસર્ગ દોષ લાગશે અને બ્રહ્મચર્યને અનુચિત વિચાર કરવાથી ગુરૂ મહારાજ કોપાયમાન થશે.

ભાનુદત્તઃ–(ધ્રુજતો ધ્રુજતો) અરરર ! હાય હાય ! મ્હેં આ શું કર્યું. આવી ધર્મસભામાં આવી આભડછેટ ક્યાંથી ? મ્હેં જાણ્યું કે, આતો કાંઈ સામગાન છે અને કોઇ દેવાંગના તે ગાય છે અને તેથી તાંડવપ્રિય શ્રી શંકર પ્રસન્ન થાય છે. માટે હું તો બ્રહદ્રથંતર સામ સમજી તેનો તાલ લેતો હતો અને નૃત્ય નિરિક્ષણ કરતો હતો.

વિષ્નુદત્તઃ–અરે રાજાઓના તો વૈભવ એવાજ હોય.

ભાનુદત્તઃ–ત્યારે હવે આ પાપનું પ્રાયશ્ચિત શું કરવું.

વિષ્નુદત્તઃ–સો ગાયત્રિનો જપ કર. સૂર્યનું ઉપસ્થાન કર અને સ્નાન કર. એટલે બ્રહ્મચર્ય ખંડીત ન થતાં વારાંગના દર્શનનું પાપ નિર્મુળ થઇ જશે. એટલું પ્રાયશ્ચિત બસ છે આજે કરી નાખજે.

ભાનુદત્તઃ–ચાલો ત્યારે સ્નાન કરવા. પાપથી મુક્ત થઇએ.

વિષ્નુદત્તઃ–અરે સભામાંથી એકદમ ઉઠીને જવાય નહિ, એ તો અસભ્યતા કહેવાય. થોડી વારમાં એ નાચ ખલાસ થશે. એટલે જમવાનો વખત થશે અને સર્વ મહર્ષિઓને બ્રાહ્મણો નદીએ સ્નાને જશે તે વખતે સૌની સાથે ઉઠી નદીએ ન્હાજે. મુરખા હવે એણી તરફ જોઇશ નહિ.

(ભાનુદત્ત વેશ્યા તરફ પીઠ કરી બેસે છે ને આંખે હાથ દે છે.)

વિષ્નુદત્તઃ–અરે મુરખા સભામાં તે પીઠ કરીને બેસાય ને આંખે હાથ શું દીધા છે. માટે સીધો બેસને માત્ર તે તરફ જોઇશ નહિ. એટલે બ્રહ્મચર્ય ભંગ નહિ થાય.

(નાચ બંધ)

(મ્હોટા મ્હોટા ત્રણુસે મહુ હેલ્લેસાં કરતાં શીવનું મનુષ્ય સભામાં લાવે છે.)

(સીતા હાથણી પર બેસી પ્રવેશ કરે છે.)

જોષિકા કર ગ્રાહીણી:—જય ! જય ! વૈદેહી ! જનકનંદીને ઘણી ખમા નીમા, નિગા રખીયે મહારાજ.

ઠરમાં તુ દીલ સાથ એ રાહ.

ઊગ્યો શું તેજ તણો અંબાર, આવી થઇ હાથીણી ઉપર સ્વાર,
ડોલતાં ઘંટડીનો ટણુકાર, પગેથી પુછડાં સુધી શણુગાર. ૧
ઓઢા એ કીનખાબોને ઝુલ, હીરાને મોતી અતી અમુલ્ય. ૨
કારીગીરીતણી અલં એ કૃતી, કરીણી મત્ત મ્હોટી ડોલતી. ૩
છે કુંભ સ્થળપર ઢાલ, ઘંટડી ઘુઘરૂ ડગમગ ચાલ. ૪
ગજ ગામીનીના ઉપમાય, ખુટી ગજ ગમને કવીની જાય. ૫
પટરાણીઓની હાર, ગાતિગીત માંડલીકોની નાર. ૬
માનુની મ્હોટીને સુકુમાર, ચાલતી સુખપાલે ફરનાર. ૭
એ વૈભવને એ માન, ચીતરે કવિ કલમે કયમ ગાન. ૮
એ વૈદેહી વૈદેહી, બીજું શું કવીઓ કહેશે દેહી. ૯
નીરખવા નેત્ર થયાં તૈયાર, સમાવી વીવર્ત મન વિકાર, ૧૦
જાણીએ શરઆસન શર લક્ષ્ય, પ્રાણુ નીમીષ ભુલ્યાં બેચક્ષ. ૧૧
સુખ સમાધિતણો એ યોગ, વૃત્તિ નિરોધ કરીલે ભોગ. ૧૨
વૈભવે શચીનીના ઉપમાય, શચીને વૈદેહી ઉપમાય. ૧૩
ઘટે કે ન ઘટે કવી શરમાય, મુકત ને વૈભવીને દેવાય. ૧૪
પાડયું જો જનક નંદીની નામ, કરે છે જગત વંદીની કામ. ૧૫
એ અવની સુતા સુકુમારી, કન્યકા સ્મીતવદની સુખકારી. ૧૬
જેના પર લાખ રતી ઓવારી, પૂતળી પ્રેમતણી અવીકારી. ૧૭
એવી છે રામ હૃદય મંદિર, ઇંદિરા રામ રટે મન ગીરા. ૧૮

વસંતતિલકા.

ખેંચાઇ નેત્ર કરીણીપર ચાલ્યૂં ધ્યાન,
જ્યાં છત્ર ચામર સહીત વીરાજમાન;
જાણે શરાસન અને શરલક્ષ્યપ્રાણ,
પ્રોવાઇ એક થઇ યોગ સિતા શું જાણ.

પ્રધાનઃ-(ઉઠીને) મુનિવર્યો ! મહારાજાઓ ! અને ક્ષત્રિ વિરો ? સમ્રાટ જનક રાજા જે કહે છે તે સાંભળો.

જનકઃ-હે મહાવીરો ! આ મારી વિનંતી સ્વીકારો. મુનીશ્વર પરશુરામે આજ્ઞા કરી છે કે જે કોઇ આ શીવ ધનુષની પત્યંચા ચઢાવી ધનુષ્ય ભંગ કરશે તેને હાથણિમાં વીરાજેલી મારી કન્યા વરમાળ પહેરાવશે, માટે ધનુષ્યનો ભંગ કરો.

(સર્વે ધનુષ્ય જોઇ કંપે છે કોઇ ઉઠતું નથી.)

કવિઃ— (ઝંજની ગીત)

વાંકુચુંકું જડ ભયંકર મુષક ગળી જયમ પડયો મણિધર;
જયા વિણુ તેમ છે ચાપ ભૂષણુ હર ડચકી જુવે છે. ભયથી નૃપવર.

(રાવણુ પ્રવેશ કરે છે)

રાવણુઃ-અહો આ ધનુર્યાગમાં મનેજ આમંત્રણુ નહિ ? હું ધનુષ્ય ભાંગી કન્યા વરીશ એવા ભયથી મને આમંત્રણુ કર્યું નથી. તો હવે મારા આ અપમાનનો બદલો ધનુષ્ય ભાંગી બધાને મોઢે મેષ ચોળું છું જુવો

રાજાઃ— (કેરબાની ચાલ)

કોઈ ઉઠો ઉઠો કરો ધનુષ ભંગ
ડચકી જુવો શું વિલા વદનથી રાણી જાયા વીર ધરો ઉમંગ-કોઇ
વરો કીર્તિ યશને કન્યા આ પુરો મ્હારૂં પણુ કરો ન વિલંબ-કોઇ
શીવ ધનુષ આ ભાંગી વીજયપ્રદ ક્ષત્રી નામને આણો ન કલંક-કોઇ
કરજોડી હું વિનવું સર્વને લજ્જા રાખો સ્વયંવરે રૂડો રંગ-કોઇ

કેમ કોઈ ઉઠતા નથી. હે ક્ષાત્રવીરો? અથવા મહર્ષિઓમાં બ્રહ્મચારીને વેષે આવેલા વિદ્યાર્થીઓ અથવા વેશ બદલીને આવેલા કોઇ ક્ષાત્રવીરો જો છુપી રહેશે અને મ્હારૂં પણ મિથ્યા થશે તો તેનું પાપ તેને શીર છે.

(રામ અને લક્ષ્મણ એકદમ ધ્રુજી ઉઠે છે અને લક્ષ્મણ રામની સામે જોય છે અને રામચંદ્ર ગુરુની સામા જુવે છે.)

રાવણઃ—આ ધનુષ્યનો ભંગ કરનાર મ્હારા સિવાય બીજો કોઈ નથી એ તો કૈલાસપર્વત ઉપાડનાર હુંજ એનો ભંગ કરીશ

(ધનુષ ઉઠાવવા જાય છે)

વસંતતિલકા

આવ્યો અચાનક દશાનન દૈત્ય દોડી,
ઉઠાવતાં ધનુ છુટી ગયૂં છાતી ફોડી;
નાંખ્યો સભામંહીં ચતો શબ તુલ્ય તોડી,
ગઈ આબરૂ થઇ પડયો જનમૂલ્ય કોડી.

વસંત તિલકા.

ટીટોડી આમ ટવળે શીવનામ જાપી,
ઊરે સકામ મનમોહન મૂર્તિ સ્થાપી;
શું પોપટી હરી જશે કુર કાગ પાપી,
સૃષ્ટિ ક્રમે સૃજી સુહંસીની હંસ આપી.

(વીસ હાથે પણ ધનુષ ઉંચકાતું નથી અને જમીનને ચોંટી બેઠું છે)

વસંત તિલકા.

એ દૈત્યનું તપ ગયૂં જળબાંધ તોડી,
શીવે કૃપા ક્રૂર ગણી મુકી છેક છોડી;
દીપે પડયો જેમ પતંગ સ્વઅંગ મોડી,
ઉડી જતાં શીર સુછત્ર થઈ રખોડી.

(બહુ જોર કરી ધનુષ ઉપાડે છે ને વાંકુ વાળે છે અને પ્રત્યંચા ચઢાવવા જાય છે એટલામાં ધનુષ એકદમ હાથમાંથી છટકી છાતીમાં જોરથી વાગે છે રાવણ મુછિત થઈ ભોંયપર પડે છે અને લોહી ઓકતો જાય છે.)

વસંત તિલકા.

મુર્છીત થૈ ઢળી ભયે કેળ ઘા માં,
વન્હી વીશે નલીની હોય પડી પ્રકામાં;
પેસી ગઈ વીજળીશું ઘન શ્યામ શામા,
કે કૂર્મ અંગ હૃદયે હૃદયે વિરામા.
'અજબ શંકરની ઇચ્છા અને કૃાત;
ગર્વિષ્ઠનો ગર્વ ઉતારવાની રીતી.

રાવણઃ–અહો ક્રુર હૃદયના ક્ષત્રિઓ આ મ્હારી છાતી ઉપરથી ધનુષ્ય કેમ કાઢી લેતા નથાં. સભાની મધ્યમાં બ્રાહ્મણનું મૃત્યુ થાય છે તે કેમજોઇ રહ્યા છો. શું પૃથ્વી નિર્વીર્ય થઇ ગઇ છે. ઈશ્વરે કોઇ વીર નિર્માણ કર્યો નથી જગતમાં એકજ રાજારાવણ વીર છે અને તેની આ દશા છોડવવા કોઇ સમર્થ નથી શું ?

વસંત તિલકા.

ઉત્પન્ન થૈ અવનીથી જનકાત્મજાયા,
દૈત્યો રૂધીર ઘટપુરી ભલૂં કમાયા;
થૈ બ્રહ્મતેજ તપજ્યોતથી પૂર્ણ માયા,
સન્માર્ગ શીલ ફરી જે થકી છે સ્થપાયા.

સીતાઃ—

પીતા પણ એવું તે શું લીધું, વાલારે થઇને વેરીનું કામ કીધું;
કોમળ રામ કર અંગુલી કુમળી, પર્વત ચુરા કરશે શું ખિલતી કળી.
પીતા૦ ૧
જુગતીજોડ ગુણરૂપ ગમતી મળી, ઉદયભાગ્યના હું આ પણથી પળી.
પીતા૦ ૨

પૂર્વ પાપપૂંજ થયો શૂંભળી, પિયુષ કર પામી ગયું તે ઢળી
પીતા૦ ૩

શીવશીવ દુઃખ આ નાંખો હળી, પુજન પુણ્ય પુર્ણ રેજોને ફળી!
પીતા૦ ૪

કુવારાં રહી જોગી થઈ ઝુરવું, ચોટયું શીર રામરામ રટી મરવું
પીતા૦ ૫

વિશ્વામિત્રઃ-વત્સ રામ ! ઉઠો શંકરના ધનુષ્યને વંદન કરો શંકરનું સ્મરણુ કરો અને સભામાં બ્રહ્મહત્યા થતી અટકાવો ? ધનુષ્યનો ભંગ કરો અને આ કન્યાને વરો. જનક જેવા પૂણ્ય શાળીના વચન મિથ્યા થવા ન દો.

વસંત તિલકા

આજ્ઞા થતાં ગુરૂતણી પદપદ્મ વંદી,
શ્રીરામ વીર ગતી હોય હરી સ્વછંદી;
એ બ્રહ્મચારી પરબ્રહ્મ પદારવીંદી,
ઇંદિ વરાક્ષી વરવા જનસૂખ કંદી.

વસંત તિલકા

ઉડી ઉડી નુર કે શું પોપટી કીર જોતાં,
રમી રહી રમણે શું મૃગલી મૃગ જોતાં:
હરી ગઈ પ્રીત ઘેલી હંસીની હંસ જોતાં,
વીજળી પ્રજળી પેઠી સજળી રામ ધનમાં.

(શ્રી રામચંદ્ર ઉઠે છે અને ડાબે હાથે રાવણુની છાતી ઉપરથી ધનુષ્ય ઉંચકી લે છે.

શંકરની અદભુત લીલા ! બાડાણાની ઓની સવાવાલની વીંટલીથી હલકી ભગવાનની મૂર્તિ તોળાઇ તેવું આ ધનુષ્ય થઇ ગયું. ભોગૈશ્વર્ય શંકર લધિમા અને ગરિમા વિભુતિની રમત ઠીક રમતા જણાય છે. (પ્રત્યંચા ચઢાવી રામ ધનુષ્યનો ભંગ કરે છે અને જનક તનયા માળ પહેરાવે છે.)

શુંડે સપ્રેમ ગજ શીશુ લીએ રમાડી,
ભાંગે લિલાથી લઈ શેરડી મ્હોટી જાડી;
ત્હેવો પ્રચંડ ધનનાદ ધનું ઉપાડી,
ભાંગી પૂર્યું પણ પર્યા રઘુવર લાડી.

(ત્રિભુવનમાં ધનુષ્ય ભંગનો કડકડાટ ગાજી રહયો ને બ્રહ્માંડ ડોલ્યું બ્રહ્મા અને વિષ્ણુ આશ્ચર્ય ચકિત થઇ આ બ્રહ્માંડ કંપ શાથી થયો તે શોધવા લાગ્યાં)

## રાગ કલ્યાણ અથવા ગીત.

મંગલ મંગલ માનુની માનો, ટેક.

સદ્ધમ સંતને આજથી દીવસ, સ્થાપન ઉદયને હર્ષ થવાનો. ૨
લજ્જીત થઇ નીલજ્જ દશાનન, દૈત્યનો ગર્વ ઉઝ્યો ઉર આણો. ૩
શ્રી રામચંદ્ર પ્રતાપી છે પરણ્યા, વરણે ઋષિમુની વીર શ્રી વખાણો. ૪
જગદંબ જાનકી રઘુવર જુગતી, જોડ જુગલ યોગ હરી કમલાનો. ૫
કોડંડ હરચંડ ચાપ ચઢાવી, રવીકુળ રવીએ કર્યું તે વખાણો. ૬
પૂરાયો પણ ચિંતા દૂર થઈ છે, જનક વીદેહીના ગુરૂને પ્રણામો. ૭
કોદંડ સ્વાર થઇને બાલકનો, યોગ્ય વિવાહથી કોલ થવાનો. ૮
ઉતર્યો છે તોરતે કુઠાર ધરનો, ક્ષાત્ર ઉદયથી છે વીમાસવાનો. ૯
જનકાત્મજાએ અવની સુતાએ, પ્રેમમૂર્તિમય પ્રગટ પ્રમાણો. ૧૦
રમણીય રામ સીતા સીત હ્રદયે, કમલ કોમલમાંહે ભમરો ભરાણો. ૧૧
ગુરૂની કથાનાં એ ફુલ મ્હોટાં, શીવ સેવા દ્દઢ ભકિતજ જાણો. ૧૨
જય ઘોષ વાચને વીપ્રના ગહને, આશીષ ધન પુષ્પ છે માનો. ૧૩
મંજુલ મંજુલ ફરકે સુરંગી, ધ્વજને પતાકા નિધીપર વ્હાણો. ૧૪
દંદુભી દેવની દુમદુમ ગગને, ઊડે શું વીહંગ દેવ વીમાનો. ૧૫
સંત સાધુ સતી સજ્જન હ્રદયે, રંક ઉદાસી હ્રદે પ્રેમ ભરાણો. ૧૬
ઈંદિરાનંદ આનંદ ઉછળીને, મંદ મધુર કાવ્ય રસ છલકાણો. ૧૭

# નાયિકા લહરી.*

## તરંગ ૧૨ મો.

### ઉપોદ્દઘાત.

વેદ, કવિ, સદ્ગુરુ ઇત્યાદિ વિદ્વાનોનો હેતુ એ છે કે, જનમંડળમાં સદ્બોધ પ્રવર્તાવિ, પ્રીતિ, ધર્મ અને સંસાર સુખ, વૈભવ અને ઇશ્વર તરફ, ભુસા, જડ, નિરક્ષ, શઠ અને પાપી લોકોને દિનદિન પ્રત્યે ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે કરુણા કરી જાતે તન, મન અને ધનનો વ્યય કરી પ્રગતિ કરાવવી અને સૃષ્ટિ ક્રમને અનુસરવું અને તેથી સૃષ્ટિક્રમ વિરૂધ્ધ કર્મો તજી દેવડાવવા આ નાયિકાવર્ણનની રચના રચાય છે. કારણ કે વર્તમાન પરિસ્થિતિ (surrounding circumtences) માં વામીઓના જનસમુદાય વડે આખું વાતાવરણ કુત્સિત પરમાણુથી ભરાઇ ગયું છે. અને તે શ્વાસોશ્વાસમાં લેવાથી જુવાનીઆઓના મન વિષય વાસનામાં ભમ્યા કરે છે. માતાપિતા ગુરૂ જનના ભયથી શરીર ઉપર દાબ રહે છે. તેથી શરીર અને મન પરસ્પર સામ સામે વિરુદ્ધતામાં વર્તન કરે છે. આ સૃષ્ટિક્રમ વિરુદ્ધ વર્તન છે. દૂર દેશમાં રાજ્ય ફેલાવાથી મોટાં સૈન્યો અને રાજ્ય કાર્ત્રમિ પુરૂષો દૂરદેશ મોકલવામાં આવે છે. તેમજ વિદ્યાભ્યાસ માટે લાખો રૂપીઆના ખર્ચે છોકરાઓને મોકલાવવા પડે છે. તેથી તેઓ નિરંકુશ અને સ્વચ્છંદી ઉન્માર્ગે પ્રવર્તે છે. અનેક રોગો ઉત્પન્ન થઇ અકાળે મરણ પામે છે તેનું કારણ સૃષ્ટિક્રમ વિરુદ્ધ વિર્યનો વિનાશ થાય છે. કેટલાએક કવિઓ પ્રથમ ફસાઇ જઇ અધર્મને આધીન

*બાકીનું શ્રીરામ ચરિત્ર કાવ્યાનંદ નિધિના ત્રીજા ભાગમાં છપાશે.

થાય છે અને કેટલાએક જેમ બને તેમ અધર્મથી દૂર રહી દૃઢ નિશ્ચયે નીતિ અને ધર્મ જાળવી રાખે છે. અદેખાઈ અને ક્રોધ ચંદનના વૃક્ષને જાળવી રાખવા ખાતર કાંટાની વાડ જેવા છે. કેટલેક અંશે કવિઓને બીભત્સ રસનો ઉપયોગ કરવો પડે છે. જેવી રીતે પેટમાંનો વિકાર કાઢી નાખવા માટે વૈદ લોકો ઉલટીનું ઓસડ આપે છે. તેવી રીતે કંટાળો આપવા માટે અને સુધારવા માટે કવિઓ બિભિત્સ રસનો ઉપયોગ કરે છે અને પ્રેમને નિરોગી અને તંદુરસ્ત બનાવે છે.

નાયિકા વર્ણન બે પ્રકારે કવિઓ કરે છે. એક તો શરીર અને જન્મ જે પૂર્વ જન્મના કર્મથી પ્રાપ્ત થાય છે તેનું વર્ણન અને બીજી રીત એવી છે કે, શરીર અને મન ઇત્યાદિના પ્રકારોનું વર્ણન કરવું. પહેલી રીતમાં પદ્મિનિ, ચીત્રિણી, હસ્તની, શંખીણી ઇત્યાદિ ભેદો દર્શાવાય અને બીજી રીતે સ્વીયા, પરકીયા, સામાન્યા, મુગ્ધા, અભિસારિકા, કુલટા ઇત્યાદિ ભેદોના વર્ણન વડે પ્રીતિ જાળવી કુળગુણ, વિદ્યા, રતી, પ્રેમ ચાતૂર્ય ઇત્યાદિ નાયક અને નાયિકાનું વર્ણન કરવામાં આવે છે. તે દર્શાવવા આ ગ્રન્થનું પ્રયોજન છે, વાત્સ્યાયનમુની અને કોક દેવાદિએ કામ શાસ્ત્રની રચના કરી છે. તેમાં બગડવાનો સંભવ વધારે હોવાથી હમે વિશેષ વર્ણન ન કરતાં ટૂંકામાં પતાવ્યું છે. તેમજ ઔષધોપચાર અને રોગ નિવારણના પ્રયોગો વૈદક શાસ્ત્રના વિષયો હોવાથી તેનુ વર્ણન હમે કર્યું નથી. હાલમાં કેટલીક નર્સો દૂતી તરીકે હારૂપાઈ કામ કરે છે. તેનાથી સુજ્ઞ જનોએ સાવધ રહેવું. કારણ કે સુવાવડમાં સ્ત્રીઓના ગુપ્તાંગો જોવાનું અને તેનું મન મેળવી લેવાનું ઇત્યાદિ કામ તે કરે છે.

હાલની કેળવણી વિશે કોઈ કવિએ દોહરા બનાવ્યા છે તેના તે, નવા નહિ બનાવતાં હમે અત્રે ટાંકીએ છીએ.

મેટ્રીક તો મરવા પડયા, બી. એ. થયા બે હાલ,
એમ. એ. ચાલ્યા મસાણમાં, વાહ! કેળવણી છે હાલ;

હજાર પાના વાંચવા, ઝીણી નકામી વાત,
સાર કંઇ નીકળે નહિ, નકામી બગડે જાત.

અગ્રેજી માસ્તર હાથમાં છત્તર ગજવામાં પત્થર કારણ કે દારૂ અને માંસનો આહાર અને વ્યભિચાર કરવાથી જડબુધ્ધિ અને નિર્ધનતા પોતાને હાથે પોતે પ્રાપ્ત કરી લીધી છે.

## વિશેષ વિવેચન.

કામશાસ્ત્ર કે જે વાત્સ્યાયન મુનિનું કરેલું છે તે અને નાયિકા વર્ણન અનેક ગ્રન્થકારોએ રચેલાં છે અને ઉદ્દીપક, સ્તંભક અને માદક દ્રવ્યોની અનેક બનાવટોવડે કરીને જે જનનેન્દ્રિયોને કાબુમાં રાખી તેના ઉપર જય મેળવવાનો છે તેને બદલે તેને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કુમાર્ગે ઉત્તેજન આપી એટલે તેમાં દારૂની પોટલીઓ રાખી (inflkain) (સોજોદાહ સ્નાયુઓનું સંકોચન અને ઉત્તેજન કરી) ભય, રોગ, મરણ અને પાપ તથા વિશ્વાસઘાત તથા લુચ્ચાઈ લફંગાઇમાં અજ્ઞાની પુરુષો પ્રેમ, ધર્મ, આનંદ, વિલાસ, પૂણ્ય, પરસ્પર વિશ્વાસ, સ્વાર્થની એકતા અને જોડાણમાં દિનદિન પ્રત્યે પ્રગતિ કરી તન, મન, ધન અને પૂણ્યની વૃધ્ધિ કરવી એટલા માટે સુપુત્રોત્પત્તિનું કામ અથવા તો પુત્રરૂપે પિતા વંશપરંપરા પોતેજ અવતરણ પામે છે, અને બ્રહ્માથી શરીરની શરૂઆતથી માંડી પોતાનું શરીર વંશરૂપે પ્રલયાંત સુધી કાયમ રાખવાનું કર્મ એવા ધર્મ યુકત સંભોગને છોડી, સંભોગની મૃગ તૃષ્ણીકા જળમાં ફાંફાં મારતા અને આખરે નિર્વિર્ય, નપુંશક અને મરણને શરણ થયેલાં રસ વિનાના ખાલી ખોખાં જેવાં વ્યભિચારીઓને સન્માર્ગે પ્રવર્તાવવાના હેતુથી સારૂં અને નઠારૂં એવા ગુણકર્મ સ્વભાવનુ દર્શન કરાવવા અને ધર્મનિતિને માર્ગે દોરવવા આ હમારા નાયિકા વર્ણનનો ઉદ્દેશ છે. પણ કેટલાએક ગ્રન્થકારો મિથ્યા મરૂજળની આશામાં અકૂળાતાં જે કાંઇ ગ્રન્થ રચના કરે છે અને આ પવિત્ર કર્મને એટલે કે સંભોગને પાપી બનાવી દે છે તે અટકાવવાનો હમારો હેતુ છે.

એક વખત સંભોગ કરવામાં જેટલું વિર્ય ખપે છે તેટલું વિર્ય શરીરમાં પાછું ઉત્પન્ન થતાં ૨૬ દિવસ લાગે છે. આ પ્રમાણે જો જમા ખરચ પ્રતિ સંભોગમાં થતો જાય તો મનુષ્ય સો વરસ જીવી શકે છે. તે ઉપરાંત જે સંભોગ કરતા નથી અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળે છે તેઓ ભિષ્મ, હનુમાન, અત્રિમુનિ ઇત્યાદિના જેવા બલ, બુધ્ધિ પરાક્રમમાં પોતાના બ્રહ્મચર્યને લીધે નિપજે છે. માટે જે એક શરીર રસના ટીપામાંથી ભિષ્મ. ભિમ અને હનુમાનજી જેવા પુત્રો ઉત્પન્ન કરવાની શકિત ધરાવે છે તેને જો શરીરમાં પચવા દીધું તો સો વરસ કરતાં પણ વધારે જીવી શકે છે. એ વિષે પ્રમાણ એ છે કે જ્યારે બ્રાહ્મણો હરરોજ પંચ મહાયજ્ઞમાં સંધ્યાની સાથે વૈશ્વદેવ કરે છે તે વખતે વૈશ્વાનરની પ્રાર્થના કરે છે કે, त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषं अगस्त्स्य त्र्यायुषं तन्मे अस्तु त्र्यायुषं એનો અર્થ એ છે કે:–હે વૈશ્વાનર તમારી કૃપાવડે મને જમદગ્નિ; કસ્યપ, અગસ્ત્યના જેવું ત્રણસે વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાવ. વિસ્તાર ભયે વિશેષ લખતા નથી. આ બ્રહ્મચર્યનો પ્રતાપ થોડું લખે ઘણું કરી વાંચજો.

કુતરા, ગધેડા, ભેંસ અને ગાય પશુ કહેવાય છે તેનામાં લગ્નનો વિધિ નથી. ગર્ભાધાન કરવા પુરતુંજ તેઓ મૈથુન કરે છે. તેઓ કંઇ વારંવાર મૈથુન કરતા નથી. પરંતુ આ માનવ જેને દ્વિપાદ કાળા માથાનો પશુ કહે છે અને જે જુઠું બોલે છે, પ્રપંચ કરે છે, તે રાક્ષસ વારંવાર માદક પદાર્થો લઇ વ્યભિચાર વડે પ્રેમ રહિત, આનંદ રહિત થઇ ઘર સંસારમાં પૂળો મુકે છે. અને લગનના કોલ કરારોને ફાડી વેસ્ટ પેપર બાસ્કેટમાં ફેંકી દે છે, વારસાનો હક ગુમાવે છે અને મરણને શરણ થાય છે. એથી ઉલટું જે જોડાંઓ કામશાસ્ત્રાનુસાર ગર્ભાધાન સંસ્કાર કરે છે, તે તેનામાં વિર્યનો અતિ સંચય થવાથી વારંવાર ધણીને ધણીઆણીમાં અને ધણીઆણીને ધણીમાં પરસ્પર પ્રેમ ઉભરાય છે અને કદાપિ કજીયા કંકાસ કે ડાઇવોર્સ કરવો પડતો નથી. એ વિષે દ્રષ્ટાંતમાં અત્રિ અને અનુસુયાનું દ્રષ્ટાંત અને પ્રેમ કેવો

ઉભરાય છે તે જુઓ. ઉછાંછળી અને નાહાન છોકરી, અકહ્યાગરી હતી, તે અત્રિમુનિની સાથ લગ્ન થયાથી મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે, ધણીના ગુણ કર્મ સ્વભાવ ધણીઆણીમાં ઉતરી આવે છે અને ધણી ધણીઆણી બન્નેનો સ્વભાવ પુત્રમાં આવિર્ભાવ પામે છે. પણ એક ઋષિ પત્નીએ એક મૂર્ખ અભણ હબસી છાકટાની સાથે વ્યભિચાર કરી હબસીના પેટનું બાલક ઉત્પન્ન કર્યું તો તેનામાં મહર્ષિના ગુણો ઉતરી આવતા નથી અને તે પિંડદાન કરે તો મહર્ષિને મરણ પછી પિતૃ લોકમાં જે શ્રેય મળે છે તે મળતો નથી. તે પ્રમાણે અનુસૂયાની સાથે અત્રિએ સંભોગન કરવાથી અત્રિ અને અનુસૂયાનો પ્રેમ પર્ણકુટીમાં પણ અચળ અને સ્થિર રહ્યો હતો અને વારંવાર અત્રિ ઉપર અનુસૂયાનું વહાલ ઉભરાયાંજ કરતું હતું અને અત્રિનું વહાલ અનુસૂયા ઉપર ઉભરાયાં કરતું હતું. આ પરસ્પર પ્રેમના ઉભરાઓ વડે તેઓ સંભોગ વિના સુખી હતાં. એનું કારણ એ કે, બન્નેની ભર જુવાનીમાં પણ શરીરમાં વિર્યનો સંચય થવાથી પરસ્પર વહાલ વારંવાર અતિ ઉભરાતું એ વિષે હમે આ ગ્રન્થમાં અનુસૂયાનું હાલરડું લખ્યું છે તેની ફુટનોટ વાંચવાથી સમજાશે. પુરાણોમાં અને શાસ્ત્રોમાં અને વૈદક શાસ્ત્રમાં પણ અનેક વચનો અને દ્રષ્ટાંતો છે તે સર્વ અત્રે લખવાની જરૂર હમે ધારતા નથી. સમજુએ પોતાની કલ્પનાથી સર્વ સમજી લેવું. इत्योम.

જે પ્રમાણે બ્રહ્માએ ગુલાબનું ઝાડ ઉત્પન્ન કર્યું ત્યારથી માંડીને તેની કલમ કાપીને બીજે ઠેકાણે ઝાડ રોપ્યું વળી તે બીજા ઝાડની કલમ કાપીને ત્રીજે ઠેકાણે રોપ્યું એ પ્રમાણે પ્રલયાંત સૂધી વંશપરંપરાની સાંકળની કડીઓ જોડાતી જણાય છે. મનુષ્ય પ્રાણી પોતાનું શરીર પુત્ર દ્વારાએ કાયમ રાખે છે અને વંશપરંપરા તેજ શરીર પ્રલયાંત સુધી વંશ રૂપે आत्मा वै पुत्रः એ શ્રુતિ પ્રમાણે અમરપણું પ્રાપ્ત કરે છે. એનું શરીર નષ્ટ થતું નથી. ગુલાબની કલમો અને લોઢાની સાંકળની કડીઓ તે

પહેલા ગુલાબનો કટકો છે અને સર્વ કટકાઓ તેજ ગુલાબના છે, એટલે ગુલાબ મરી ગયો એમ કહેવાય નહિ. જુનું ઝાડ સુકાઇને તેનું તે નવું ઝાડ થયું. કાટ ચઢેલી સાંકળની કડી અગ્નીમાં ગાળી ટીપીને નવી સાંકળ બનાવી તેમાં લોઢું તેના તેજ સ્વરૂપે સ્થિત છે. એન્જીનના બોઇલરમાં પ્રત્યેક નળીમાં વરાળ જેમ જેમ વધારે રૂંધાય છે તેમ તેમ એન્જીનનો પાવર એટલે 'ઘોડાબળ' વધતું જાય છે. તે પ્રમાણે વિર્યરૂપી વરાળ પ્રત્યેક સ્નાયુમાં રૂંધાઇ વધારે ને વધારે મન ઇંદ્રિય અને ઓજસ એટલે તેજ વધારે ને વધારે બલિષ્ઠ થાય છે. એ ઉદ્દેશ સંભોગ અને વંશ વૃદ્ધિનો છે અને તે ગર્ભાધાન સંસ્કાર એટલે કે શ્રીમંત વખતેની ક્રિયામાં દર્શાવ્યા મૂજબ શ્રુતિ સંમત એક મહાન ધર્મનું કાર્ય છે. તેનો દુરૂપયોગ માદક, ઉત્તેજક અને સ્તંભક ઔષધિ વડે બેભાન થઇ મા, બેન, દીકરી અધર્મમાં પ્રવર્તે નહિ અને શંખિનિનો માગ ધારણ ન કરે પણ ઉત્તમ પદ્મિનિનો માર્ગ ધારણ કરે અને પુત્ર સુખ આયુષ્ય વૈભવ અને પ્રીતિમાં કલ્લોલ કરી ભવસાગર તરે એ ધર્મ બતાવવા ખાતર આ નાયિકા વર્ણનનો હમારો ઉદ્દેશ છે.

અત્રે હમે વૈદેહીને અનુસૂયાએ જે બોધ કીધો તે લખવાની જરૂર ધારીએ છીએ.

અનુસૂયા:—હે જનક નંદિની! તમે બાળક છો. આ જગતમાં બ્રહ્માજીએ શ્રેયસ્કર અને પ્રેયસ્કર એવા બે પદાર્થોને નિરમાણ કરેલાં છે અને તે એક બીજાથી વિરૂધ્ધ સ્વભાવના છે. ક્ષણિક સુખ આનંદ વૈભવ આ પ્રીય એવાં સ્થુલ પદાર્થો છે ને પ્રેયસ્કર છે. જેવું કે આ હાડકા ચામડાનું શરીર જેને શબવત્ એવું કહે છે તેમાં અંતર્યામિ રૂપ ઇશ્વર વસે છે અને તેને અંતર્યામિ એમ કહે છે. જે મનોમય શરીર છે તેને લિંગ શરીર એવું નામ આપ્યું છે અને તે જીવતા મનુષ્યમાંથી નીકળી જાય છે ત્યારે તે હાડ ચામના શરીરને શબ કહે છે તેમાં પ્રત્યેક

કર્મના સંસ્કાર જે ભાવિ જન્મમાં બીજ રૂપે હટાયલાં રહે છે તેને કારણ શરીર એવું નામ આપે છે અને ચોથું શરીર સમષ્ટી-રૂપ અંતર્યામિનું છે. તે અંદર બેઠો બેઠો પોતાની માયા વડે સર્વ કાંઈ ચલાવે છે અને સર્વ કર્મનો સાક્ષી છે. હવે શ્રેયસ્કર પદાર્થ શું છે તે કહું છું તે ધ્યાન ધરી મનમાં દૃઢ કરી રાખજો. ચર સ્થાયી, અચળ આનંદ, સુખ, વૈભવ ઈત્યાદિ આપનાર પદાર્થોને કલ્યાણના માર્ગમાં મુકનાર છે તેને પુણ્ય માર્ગ કહે છે. એ પુણ્ય માગમાં કાયાને ક્ષણિક દુઃખ વેઠવું પડે છે, પણ લિંગ શરીર જે અમર કાયા છે તેને હંમેશના સુખ માગમાં મુકનાર વસ્તુ છે. એટલા માટે ઋષિમુનીઓએ અને સતીઓએ એ માર્ગનું અવલબંન કર્યું છે. પાપીઓ એથી ઉલટો જે પ્રેયસ્કર એટલે મીષ્ટતાનો ભાસ થાય એવો ક્ષણિક પાપી માર્ગ લે છે અને તે કુલટાઓ અને કુત્સિત્ મનુષ્યોએ અવલંબન કર્યો છે. તેમાં તેઓ ફસાય છે; કલિમલકલેશ, રોગ, દારિદ્રય, દુઃખમાં ફસે છે. માટે તમારે બન્ને જણે શ્રેયસ્કર પદર્થનું અવલંબન કરવું.

## પ્રિયા ઈન્દીરાને અર્પણ

હરિગીત

ગુણશીલ દેવાંશી સુપ્રેમે સત્ય સતી દૃઢ ભાવના,
રસપૂર ઉર રંગ રમાડી તારતી ભવ સીંધુ માં;
કર તાહરો જે દીવસથી મેં ગ્રહી લીધો મુજ હસ્તમાં,
તે દિવસથી ચિતાશયન કર્યું ત્યાં સુધી સુખ સુખમાં. ૧
નવ કલેશ કલીને વિઘ્ન આવ્યાં તુજ પ્રભાવે દૂર થયાં,
સતી ચાર રત્નો મુકી ગઈ તે દિવસથી મુજ દુઃખનાં;
આવ્યાં દીનો શું પુણ્ય મુજનું છોડી અધવચ પરવરી,
સ્વર્ગેથી આવી ઇન્દીરાએ છોડી ત્યાં ફરી સંચરી. ૨
આ ગ્રન્થનું અપર્ણ તને છે સ્મરણ તારૂંનીત થવા,
જન મંડલો ને સમસિતા તું થૈ ગઈ પ્રીતિપથ જવા;
પ્રિત મ્હારી તેં તોડી શું મુજ મન પ્રભુ ભણી જવા,
ઇન્દિરા આનંદ યોગે બ્રહ્મ ઉપાનષદ્ થવા. ૩

## મંગળાચરણ.

### કલ્યાણ

શીવ શીવ શીવ શીવ રટતાં શમ ટેક.

વૈરાગ્યે દુખ હરીએ ડૂબ્યા પામ્યા પૂરણ પ્રેમનું ધામ,–શીવ. ૧
સતિ સીતાસમ સુંદર સુશીલા પામ્યા પૂરણ બ્રહ્મનું જ્ઞાન–શીવ. ૨
તે શીવ જ્ઞાન સુધર્મ નીતીદો રમવા રસીયાં રસમાં આમ–શીવ. ૩

* * * * *

દોહરો:— પૂર્ણ પ્રેમરૂપ બ્રહ્મને પ્રેમે પૂજતા આમ;
પ્રેમ સાંકળે સીકડતાં પ્રેમ પૂરણ કામ. ૧

* * * * *

ભુજંગી:— કર્યા ચાર આશ્રમના ચાર ધર્મ,
ત્યાં હાં શ્રેષ્ઠ સૌથી ગૃહસ્થોનું કર્મ;
ખરે ચાલતાં અન્ય ત્રણ આશ્રમી છે,
સતી ત્હેનું મૂળ માત્ર તે સાધવી છે. ૨

* * * * *

દોહરો:— નાયક પછીથી વરણીશું મ્હેલી નાયિકા અહાંય;
કારણ બહુ વહુ વ્હાલી તે જેની ગૃહી મ્હેં બાંય. ૩

### દોહરા–સાખી.

આમ ચામ રસ ચાખતાં નહી કોઇ ધરાય,
પ્રેમ અમૃતે જગજીવે ભોગ કરે સુખમાંય. ૧
સામાન્યા પરકીયને સ્વીયા ભેદ તે માંય,
કનીષ્ઠ મધ્યમ ઊત્તમા અનુક્રમે કહેવાય. ૨
ટાંકી પરમો ચાંદીને પ્રદર સ્રાવ બહુ રોગ;
દ્રવ્ય વિર્ય હરનારી તે સામાન્યા સંભોગ. ૩
ચોર જાર જુગાર ખુન મારા મારી મદ્ય;
પ્રાણ હારિણી તદપિ તે પતી વિનાની સદ્ય. ૪
પતીવાળી પરણેલી ને પરનર શું દે ભોગ,
કામ કામનાથી ભરી હોયે કંઇ પણ રોગ. ૫

વક્ર ઉંધું કે ઉતર્યું ગર્ભસ્થાનનો રોગ,
ખંજવાળ કીટ ચામડી+ ગરમીનો જ્યાં ભોગ. ૬

કુટાવવાથી તૃપ્તીના એની કહીએ થાય,
પરમ તુલ્ય પતિને ગણે, પર નરને જે ન્હાય. ૭

પુત્રવંતિ ગૃહિણી ભલે પતિને પ્રિય ગણેજ,
બે કુળ તારે દુહિતા ખરૂં લગ્ન તે એજ. ૮

તરી તારે નિતી વંશને વધારતી એ નાર,
યશોપ કૃતિના કાર્યમાં પતિનું મન હરનાર. ૯

તેજ પ્રમાણે નર તણા જાણો સજન ભેદ,
બાલ યુવાને વૃદ્ધના ક્ષેત્રબીજ કહે વેદ. ૧૦

પૈસા પુરતી પ્રીત તે સામાન્યાની જાણ,
પરણેલીની ક્ષણિક પ્રીત ભોગ જેટલી જાણ. ૧૧

કજોડ કે રોગે ચળે જાણી કરે નીચું કર્મ,
સમજે કે ઉલટું કરૂં જારીએજ અધર્મ. ૧૨

રોગ વિના વંધ્યા પણું કદી ન આવે જાણ,
પુરૂષ કે સ્ત્રી ખામીએ ભરેલ એ પરમાણ. ૧૩

લાચારીથી છુપી છુપી કરે જારી કૂકર્મ,
વાંઢા વધ્યાં વિધૂર કે વિધવાં જેવાં ધર્મ. ૧૪

ગુહ્ય મૈથુન કે ગુલગુલી શીખે નીશાળે બાળ,
સોબતથી અપકવ વય વીર્યહીન થૈ કાળ. ૧૫

પોતાનું ધાર્યું કરે અંધ સ્વાર્થી લોક,
અવર ભલે જાએ મરી મૂકી પોકેપોક. ૧૬

પરણેલાએ નીજ સુખ સારૂં કર્યાંજ પ્રબંધ,
વિધવા વાંઢા વિધુરના કરી ઉપેક્ષા અંધ. ૧૭

ઉપસ્થ ઇંદ્રીથી થયો ખડો બધો સંસાર,
ઊંઘ આવે નહીં શું કરે વિધુર થયા લાચાર. ૧૮

ઘુસ્યાં જ્યાં પેસાય ત્યાં પોકળ જેનાં દ્વાર,
હણહણતા હય સમજુએ ઘોડી જ્યમ તોખાર. ૧૯
અવિશ્વાસ શંકાભયે જુઠ કપટ વ્યભિચાર,
ચોરીને છીનાળી બે બેન સમા નિરધાર. ૨૦
પ્રીતી સાથ જ્યાં સ્વાર્થનું જોડાણ લગ્નકહેવાય,
વંશ સંતતી સુખ ભરે પરસ્પરે છે સ્હાય. ૨૧
વ્યભીચારમાં જારતે પર ઘરમાં ઘુસી જાય,
વાવ્યું ખેડુતનું જ્યમ ગોધા ખાઇ જાય. ૨૨
બીજ વાવ્યું જે અવરનું વંશનીજ ક્યમ થાય,
બ્રાહ્મણની ન્યાતે ઘુસી કસાઇ પેસી જાય. ૨૩
વરણસંકરો ન્યાતના સટોરિઆને ચોર,
આમહામના રાક્ષસી કર્મ કરે છે ઘોર. ૨૪

## લાવણી.

એક પ્રેમ જાળવવા ખાતર, વિવિધ શાસ્ત્ર રસ ગંધ કર્યા,
કવીવરની ભારતી ભા રતીસુખ, દેવા કલ્પ તરૂ પાસ સર્યા. ૧
ઘુમી ગગનમાં ગરૂડ જેવા, તર્ક વિચારે જોઇ ફર્યા,
નીરસ શઠ બૂસા જડસાને, વીર વિલાસી શુદ્ધ કર્યા. ૨
જન સ્વભાવને સૃષ્ટિ નિયમક્રમ, દાખી કુંદન મણી સાથ મડયા;
સૂર્યકાન્ત સમ હેમ લોહને, કરી અનુકૂળ પ્રતીકૂળ જડયા. ૩
આસન ઐાષધ ઉપચારોને, ઓજવીર્ય બળ પામી ઠર્યાં;
નંદ ઇંદીશ શાંદિ સમુદ્ર, રસ આનંદી લ્હેર ભર્યા. ૪

## હરીગીત.

શુભ સૃષ્ટીના ક્રમથી ધસીને હૃદય સમ હૃદયે મળે,
જ્યમ અશ્મ ભણી લોહ જઇ ધસેને અન્ય આકર્ષણ ટળે;
ત્યમ કામનો આવેશ તે પૂર કામને જોતાં હળે,
જન મંડળોની નીતિ ધર્મો રાજ્ય ભય મુકી ચળે. ૧

આવેશ એ જે કામનો દૃઢ બંધ તોડી છલકાય છે,
પશુ પક્ષી તરૂવરને શીલાઓ દૂર કરી ધસી જાય છે;
વ્યવધાન વચ્ચે નાંખતાં વ્હો, નીરતો ન રૂંધાય છે,
શૈલેંદ્ર શીખરેથી ધસંતા ધોધ સમ ધસી ધાય છે. ૨

ધર્મ લક્ષણને અવસ્થા કામનાં પરીણામી છે,
વય રૂપ ગુણ શીલ આદી જોઈ ઝટ અનુકુળ કામી છે;
મન સારૂં સારૂં શોધી લે છે ખોટું તે શું ભણાય છે,
નીજ સૂખ જાળવવાની ખાતર ઝેર ઉત્પન્ન થાય છે. ૩

## સ્વીયા.

લગ્ન, ધર્મ, જન, રાજ્ય, પ્રીતીથી જોડાયે સંસાર;
વંશ વધારી ઘર તણું શોભા અપરંપાર. ૧

સ્વાર્થ લગ્નથી જોડાઇ જે પુરૂષ મન વિશ્વાસ;
સ્વીયા નાયિકા તેહને, નાયક કવિ વર્ણે ખાસ.

*  *  *  *

## પરકીયા.

સંભોગે લલચાઈને, કરતી જારી જાય;
ફાડી નાખે લગ્નના કૌલ, પુરૂષપર ચ્હાય.

પતિ તણો કરતી ખરે પાપીણીઓ ઘાત;
ઘર માંડે નહી જેહની. નીજ પતિ ના દરકાર.

પિતૃ પિંડ પામે નહિં, જે'ની જારિણી નાર;
વર્ણશંકરો નીપજે, પિતુના પર નહિ પ્યાર.

*  *  *  *

## સામાન્યા.

પૈસાની લાલચ થકી, રૂપગુણ જોય નજે;
તિરસ્કાર અંતર વિષે, બાહારની પ્રીત દાખે.

નિર્લજ શંકા ભય વિના, નફ્ફટ કુત્સિત નાર;
જાત ભાતને રોગ પણ, જુવે નહિ પરજાર.

ખોળી લાવી ભોગવે, કરે, અવાજે સાન;
આવ આવ બોલે સદા, મહા રોગની ખાણ.

* * * *

## પદ્મિનિ વર્ણન.

### વસંત તિલકાઃ-

જે તાપ ત્રય રણ ત્રણ મુકાવનારી,
જે પુત્રરત્ન જણી વંશ વધારનારી;
જે તન્ન મન્ન મુજ શું ખરી જોડનારી,
રૂપે ગુણે કુલિન આ પરણ્યો હું પ્યારી. ૧

જે ઇંદિરા સુખદશિવ ઉપાસનારી,
રંગીલી રમ્ય રસને ઉપજાવનારી;
જે ચાર અર્થ સુખ શ્રેયની સાહ્યકારી,
સંસાર સિંધુ સુખ માંયા તરવનારી. ૨

ગંભીર પ્રૌઢ મહા પ્રેમ પ્રતાપ વાળી,
સદ્ભાગ્યવાન સુખ દે પ્રીતી માત્ર પાળી;
સ્હે દુઃખો સુખ પણ કહે નહીં રે રૂપાળી,
નાજૂક પદ્મીની પ્રીયા પતીએક વાળી. ૩

એ દીવ્ય દેવી સ્વરગે થકી આવી જાએ,
દ્દષ્ટાંતરૂપ થઇ પ્રેમ પ્રતાપ માંહે;
સૂતો સુખે તરણીપાર તરાવી જાએ,
છે પુન્યવાન નર જે નરતો વિવાહે. ૪

પદ્મીની પદ્મસમ વામ વીશાલ નેત્રે,
તેજસ્વી ભાલ મુખ પદ્મ સમાન ક્ષેત્રે;

જાડી ન પાતળી ન સુપદ્મ સમાન કાન્તી,
ગોરી ગણો પદ્મિની નહીં લેશ ભ્રાંન્તિ,

× × × × × × ×

ભુજંગીઃ-ઉંચી ના નીચી મધ્યમાં મધ્યદેહે, નહીં તે કદી શ્રમ જહાં જોજરહે.
અતિ કુમળી કાય સુકુમારી એવી, કવીન્દ્રો કહે પદ્મીની પદ્મ જેવી.

× × × × × × ×

દોહરાઃ-ચડસ નહિ સંભોગનો સદા તૃપ્તીમાં નાર,
અતી પ્રેમ શુરી સદા રત્ન રત્ન જણનાર.

× × × × × × ×

તોટકઃ-બહુ ભોગ વિલાસ મને ગમતા, રસપ્રેમ વિલાસ વિશે વિભુતા.
બહુ માનપતી ગુણ આમરતી, પ્રીત પૂર્ણ સદા શુદ્ધ છેજ મતિ

× × × × × × ×

મરતાં બળી સાથ ભળી વળી રેહ, વનવાસ વિદેશ વિશે હળી રેહ;
સુખદુઃખ વીશે સમપ્રેમ ઠર્યો કરી ઠારી અખંડીત સુખ ભર્યો.

× × × × × × ×

ભુજંગીઃ-વીયોગે વીસારે ક્ષણ માત્ર નાહી, જુવે જકતને,
તુચ્છ એક પ્રેમ માંહી;
સહુ સૂખકારી બને દુઃખ ભારી, અરે ! પ્રેમ શુદ્ધ,
છેજ બલિહારી તારી.

× × × × × × ×

સગાં બંધુને મિત્ર સ્વદેશ છોડી, રહી રંક હું
શું તું તો પ્રેમ જોડી.
તજી બાળ ન્હાનાં ખમે દુઃખ ત્રાસે, સ્વધર્મ
વિંટાઈ ભલા પ્રેમ પાશે.

× × × × × × ×

તોટક વૃતઃ-જયમ બ્રહ્માની ભારતી જ્ઞાન સદા, જનમોજનમે નહિ છોડી કદા.
દૃઢ સત્ય સુરેંશુ જડી અચળા, ત્યમ પદ્મીની સાથી પ્રિયા પ્રિતીદા.
કવિને જયમ સંગતમાં કાવતા, રસપૂર વડે રસતિ સરિતા,
કરી આન રવે મધુરી લલીતા, સુખ આનંદ પદ્મિની એ વનિતા

## કન્યકા-પદ્મીની.

### લાવણી.

શીવગૌરી વૃત્ત રહી ધારી, મન મંત્ર રહી ઉચ્ચારી,
(ભાળમાં) ભસ્મ ચાંદલો સ્હોએ રૂદ્રાક્ષ કંઠમાં મ્હોએ-
પંચાક્ષર જપ કરનારી.—શીવ. ૧
દૃઢ આસન રહી વાળી, મિચિને નેત્ર સ્થીર ભ્રુવવાળી,
શુભ ભકિત ફળ દેનારી.—શીવ. ૨
કર અંગુળી કુમળી માંહે માળના મણી મૂકતી જાએ,
મુકી રમત ગમતની યારી—શીવ. ૩
મનગમતો વર વરવાને ભૂલી ગઈ દેહનું ભાને,
રસ પ્રેમ ભકિત ડુબનારી—શીવ. ૪
શુદ્ધ પ્રેમ ભર્યું મૂખને જે, મન શ્વાસ રૂંધીને રહે જે,
એ સકામ શુદ્ધ ભજનારી—મન. ૫
સહી કષ્ટ કર્મ બીજ વાવે, ફળે કેમ શુદ્ધ નહિ આવે,
છે રત્ન રત્ન જણનારી—મન. ૬
છે બાળપણું પણ કેવાં, દૃઢ પ્રેમ નેમ શુદ્ધ એવી,
એ પૂર્વ જન્મ સંસ્કારી—મન. ૭

## મધ્યા પદ્મીની રોષ.

### તોટક.

બહુ રાત વીતી મુજ નાથ ગયો, નવળે કળ એકલી છેક વહ્યો;
નહીં બોલું કરૂં રસ ક્રોધ ચિડી ચુમિને ખવડાવું ન આજ બીડી.

### પદ્મીની ક્રોધ. ભુજંગી.

રજો દૂભશે મન શીર છત્રનું તે, વિચારી વિસારી મુકયો ક્રોધનેતે,
પ્રીતિ પૂષ્પ માળે વધાવો લીધો છે, ન ત્રણે પતી શાંતી પ્રેમે હર્યોછે.

---

પદ્મીનીની આંખનું વર્ણન-છાપ હીરાના કાને-પદ્મીનીની ચુમીનું વર્ણન સાસલી.

વસંતતીલકા.

જેને સદા પ્રભુ સશાસ્ત્ર સજ્ઞાન પ્રીતિ,
નિત્યે નમે રસ વિલાસ મહીં સુનીતી;
પાકી ઠરેલ જણાય સુગૂણ રીતી,
સદ્કીર્તિ પામી સતીએ જગ ચાલી ઝીતી.

× × × × ×

શંકે ન તે પતિથી જાય પહેલી ચાલી,
કે અંકમાં પતિ લઇ બળી સ્વર્ગ મ્હાલી;
વિયોગ ના ક્ષણુ ખમી શકતી રસાળી,
સદ્વૃતિમાં શીરમણી સતી ભાગ્યશાળી.

તોટક.

અતી આહાર નહીં અતી ઉંઘ નહીં, અતી રોગ સંભોગ નાક્રોધ ના હિ;
મહા ભાગ્યવતી ગુણુ ગ્રામવતી, ઉમંગે રમતી સતી સત્યવતી.

દોહરા.

ઉંચા કુળની ઉંચી રીતી ઉંચા મનની નાર,
અમળ કમળ રસ વાસિનિ શ્રેય સુખ ભવતાર;
ઠરેલ પાકા રંગની સત્ય પ્રીત સુકુમાર,
વિશ્વાસુ નવ દે દગો સુખે સુવે ભરતાર.

ભૂજંગી.

સીતા સત્યવંતી તે સતી દ્રૌપદીને.વળી ગૌરી સાવીત્રી જેવી બધીને;
કવીંદ્રો મુનીદ્રો ઉંચીનાર કહે છે, સદા પદ્મિની પદ્મગંધા વદે છે.

× × × × ×

જવલ્લે જડે છે મણી સૂર્યકાન્ત, જવલ્લે જડે છે ખરો સાધુ સંત;
જવલ્લે જડે છે કવી હર્ષીકાંત, જવલ્લે જડે પદ્મિની નખશીખાન્ત.

× × × × ×

ઘણી મિશ્ર જાતિ કલીયુગ તેમાં, નીચા દૂર્ગુંણુ઼ા ઘેર લક્ષ્મી અસીમાં;
રડે સાત્વીકી સાધુ સતી દુઃખ જેમાં, પરાધીન વૃત્તિ કલીકાલ મહીમાં.

---

કાવ્યાનંદ નિધિના ત્રીજા ભાગમાં જુઓ.

# પરિશિષ્ટ.

જ્યાં સુધી રોગથી દુર્દશા થઈ તનદુરસ્તી ગુમાવી નથી ત્યાં સુધી તેની કિંમતજ માણસને નથી. પંચ મહાભૂતથી ઉત્પન્ન થએલું આ શરીર ટકાવવા માટે પંચમહાભૂતને તેમાં દરરોજ દાખલ કરી ત્રિભેદ કરણ કરી પાછા કાઢી નાંખવા કે જેથી તનદુરસ્તી જેમની તેમ જળવાય. શરીરમાં દાખલ કરેલી વસ્તુના ત્રણ વિભાગ થાય છે. સાત્વિક વિભાગથી કારણ શરીર બંધાય છે. અને તેમાં શાંતિ દયા જ્ઞાન અને શુધ્ધ સંસ્કારો પેદા થાયછે.

રજાત્મક વિભાગથી કારણ શરીરમાં સુખ વિભત્ર આરોગ્યતાની પ્રાપ્તિ થાય છે. તમ ાવભાગથી મળ મૂત્રદ્વારા ગટરની ગંધકી શરીરમાં પેસી જાય છે. ઝાડાની ગંદી વરાળવડે શ્વાસ અને પરસેવો ગંધાય છે. તાવ આવે છે. અને અનેક રોગોની ઉત્પત્તિ થઈ અકાળે દેહને છોડવો પડે છે. કારણકે તે નકામો દેહ કોઈ પણ કાર્ય કરવાને અસમર્થ થાય છે. યોગશાસ્ત્રમાં પેટને હલાવી હલાવી જળપાન કરવું તેથી કરીને મળ મૂત્રદ્વારાએ શરીરમાંનો રોગ અને ગંધકી દૂર થઈ તનદુરસ્તી પાછી આવે છે. યોગીઓ શુદ્ધ ભૌતિક પદાર્થવડે સાત્વક આહાર વિહારવડે, વૈદકશાસ્ત્રને ઉંચુ મુકી યોગવડે પોતાની કાયા સુદ્રઢ બનાવે છે. તેમને સવારના પહોરમાં શીશી લઈ ડોકટરને ઘેર જવું પડતું નથી. સૃષ્ટિ ક્રમાનુસાર પોતાનું વર્તન રાખે છે અને બાહ્ય સૃષ્ટિ જેમ જેમ પલટાતી જાય તેમ તેમ પોતાના શરીરમાં જે ભૌતિકતત્વની આવશ્યકતા હોય અથવા ન્યૂનાધિકતા હોય તેને કાઢી નાંખી અથવા અંદર લેઈ સુદ્રઢ બને છે આજકાલના યોગી તો યોગી નથી પણ રોગી છે. યોગ કરવાને બદલે રોગ કરી લે છે. અને ગંગાજળને બદલે ગટરનું પાણી પીએ છે.

જ્યારે માણસ ઓછું પાણી પીએ છે ત્યારે જીવાત્માને તૃષા લાગે છે. અને મળ મૂત્રાદિનો આવેગ રોકવામાં આવે છે

ત્યારે તે, જે પ્રમાણે કુતરા અને કાગડા ઉનાળામાં નદીનું સ્વચ્છ પાણી પીવા ન મળવાથી ખાળકુંડીમાંનું પાણી પીએ છે અને તરસ મટાડે છે તે પ્રમાણે જીવાત્મા શરીરની તરસ મટાડવા માટે મળમૂત્રાદિના જળથી લોહીમાં જોઈતું પાણી ચૂસી લે છે અને તૃષા તૃપ્ત કરે છે. જે પ્રમાણે ગાયને દોહી લઈ તેને ઘાસ ચારો દાણો વીગેરે ખાવા આપતા નથી અને ભૂખમરો વેઠે છે. ત્યારે તે સંડાસમાનું નરક ખાઈ દેહની ભૂખ મટાડે છે. તે પ્રમાણે બિભત્સ રસથી કંટાળેલા તથા લજ્જા શરમને લીધે ઉઘાડી વાત નહિ વાંચનારા નિડર થઇ જાય છે. કારણકે તેમને રોગની ઉત્પત્તિ કયાંથી થાય છે અને તેના બીજ કયાંથી અને શી રીતે નખાય છે તેની સમજ અજ્ઞાનીને હોતી નથી. હજારો પરણેલા જોડા રોગે રીબાઇ અકાળે મરણ પામે છે. સંસાર સુખ ભોગવવાની તૃષ્ણા મટતી નથી, તૃપ્તિ થતી નથી. ઇત્યાદિ દર્શાવવા માટે આ અમારૂં નાયિકા વર્ણન કરેલું છે. જે દિવસે લગ્ન થાય છે. તે દિવસનો ઇશ્વરી આનંદ વર વહુને, સાસુ સસરાને સગા વહાલાંને મિત્ર અને ન્યાતિલાઓને થઈ દૈવી પ્રેમ અને સાત્વિક ભાવ તથા આનંદ ઉભરાય છે. તે આનંદ પરણ્યાના દિવસ પછી દિવસના બપોર પહેલાં શરીરની છાયાં જે પ્રભાતમાં મ્હોટી અને લાંબી હોય છે તે ધીમે ધીમે ટુંકી થતી જાય છે તે પ્રમાણે અજ્ઞાનીઓના સંસાર સુખ અને પ્રેમ દિવસે દિવસે ઘટતા જાય છે. આખરે મરણ થાય છે પણ શુધ્ધ સંસાર સુખ ભોગવતાં નથી. એ બાબતની સમજણ આપવા માટે આ અમારો નાયીકા વર્ણનનો ઉદ્દેશ છે ઇતિ ૐ શાંતિ



# પરોપકારી યોગી.

અહો ? ગુહામાંથી બહાર પડતાંજ ભગવાન સહસ્ર રશ્મિના પ્રકાશથી વિશ્વરૂપનું દર્શન કરતાં મ્હારૂં મન અત્યંત હર્ષના આવેશમાં આવી જાય છે. અહો ! હીમગીરીના ઉચ્ચ શિખરો ? તથા ટેકરીઓ ? તમારી આ લીલી તળેટી ઉપર વહેતાં ઝરણાં શું ચેતનામાં આવી સસ્મિત વદને મારી સાથે અકળકળાના કરનાર જગતકર્તાનું રહસ્ય બતાવો છો. હા સમજ્યો, શાંતિ અને આનંદ વિના જગતમાં બીજું કાંઇજ નથી. જ્યાં હું જોઉં છું ત્યાં પ્રકાશને પ્રેમનો અખૂટ ભંડાર ભર્યો. છે. ચૈતન્ય રૂપની સાથે રમણ કરવાને માટે માયાએ પોતાના આભર્ણની પેટી ખુલ્લી મૂકી છે. ને જ્યાં ત્યાં લીલા વિસ્તારી મૂકી છે. પણ માયા છેજ ક્યાં ? સર્વ ચૈતન્યરૂપજ છે. હું યોગારૂઢ થયો છતે ઘડીમાં સવિકલ્પ અને ઘડીમાં નિર્વિકલ્પમાં ભમું છું.

પદ (કદમ કેરી કુંજમે મેરી ગઇરે મોતનકી માળ એલય)

મારે મન્ન તે, મ્હાલે સત કર્મનું અભિમાન.

આદ્ર ભાવે તે, પર ઉપકૃતિમાં, વીણા હૃદયની કરતી છે ગાન -મારે૦
રમ્ય લીલું વિશ્વરૂપ નિરખીને, વૃત્તિ તાદાત્મ્યે ભુલ્યો હું ભાન.-મારે૦
સદ્ગુણ કાજે સદ્ગુણ સેવી, દૂરગુણનું મુકાવું છું માન.-મારે૦
સત્યને ન્યાયના નિર્મળ ઝરણો, ઝરી કરૂં છઊં અમૃત પાન.-મારે૦
પ્રીતિ રસાયન ભાતુ ભાવે ભરી, લૂંટાવું દેઇ દેઇને માન -મારે૦
શાંતિની ચંદ્રિકા તપથી પસારી, જ્ઞાન રવિથી શશિની સમાન -મારે૦
ઉચ્ચ પ્રદેશે ઉર્ધ્વ ગતીમાં લાગ્યું અનહદ સુરનું તાન.-મારે૦
પ્રજ્ઞાન આનંદ બ્રહ્મસ્વરૂપ આ, સૃષ્ટિ જોઉં ચઢીને વિમાન.-મારે૦
નંદ ઇંદિરા વિકસિત હૃદયે, મૂકી માન ખમી અપમાન.-મારે૦

અહો જ્યાં જ્યાં હું નજર ફેંકું છું. ત્યાં ત્યાં પરમાત્માની અગમ્ય અગાધ અને અતર્ક્ય લીલા મારૂં મન ચકીત કરે છે. હું જગતભરમાં.

(માયા અટપટી ખટપટ એલય)

હરિમય આ છે વિશ્વજ આખું હરિરૂપ જ્યાં ત્યાં હું તો ઝાંખું
જલમાં સ્થલમાં આનલ અનલમાં પ્રભુમૂર્તિ હું દાખું. હરિમય૦
ઉંચા હિમગીરી કેરા શિખરમાં, તળેટી કેરા ભવ્ય ભુવરમાં,
વ્યાપકતા મુજહરિની નિરખી. અદ્ભુત સુખ હું ચાખું. હરિમય૦
ખળખળ વહેતી ન્યારી સરિતા, ઉંડા સાગરના જલ લહેતાં,
તેના મધ્ય પણ મુજ મનહરની. અદ્ભુત મૂર્તિ પાખું. હરિમય૦
ચમકચમક ચમકાર કરંતા નભમાં તારલીયાને જોતા,
પ્રકાશરૂપ મુજ પ્રિયતમનું એ, એવું હું તો ભાખુ. હરિમય૦
સુંદર મનહર જોતાં ઉદ્યાનો અને નિરખતા બહુ વિધિ રાનો,
પ્રકટ કે અપ્રકટ નાથ રહ્યા છે. એવું હૃદયે રાખું. હરિમય૦
ઓ...........ઓહુલ્લક જય ગુરૂ.

રોળાવૃત.

પ્રેમાકર્ષણ શક્તિ થકી ખેંચાઇ આવ્યો.
ગાતો ગાતો ગાન વેશ ભીક્ષાનો લાવ્યો. ૧
કો વિધવા પીડીત વ્રેહથી વ્યાકુળ થઇને,
કરતીતી વિષપાન હાથમાં પ્યાલો લઇને. ૨
વિષય વાસના દમે વ્યાકુળી પ્રેમની ઉતળી,
કરતી તી દેહત્યાગ સદ્ગુણે શીલે ઉજળી. ૩
રૂપકૂળ જૂવાનિ વૈભવો રસ વિદ્યા તે,
શુદ્ધ નિર્મળો પ્રેમ બાળતો બમણું જાતે. ૪
હતું બારણું બંધ તોય એ પર ઉપકારી,
કરે ઉભો રહી ગાન બોધ કરવાનું ધારી. ૫

પદ.

માનુની મન માનજે એજ ઢાળ એલય.

મનુવા છાંડદે, કરનાહિ વિષય વિષ પાન. ટેક

આત્મહત્યા ના કર ભર અમૃત સતસંગથી સુખ ભલું જ્ઞાન, મનુવા,
કોણ કહોનું છે વીવર્ત સઘળું જૂઠો પ્રેમ જુઠું અભિમાન. મનુવા.

નિજ કર્મનાં છે પ્રતિબિંબ સઘળાં, મનુજો ફળ કરણ સમાન—મનુવા
કુમળી કળી કાલની આજ ખીલે, જાશે ખરી કાલે કરમાઇ જાણ,
તૃષાર્તી મૃગ મૃગતૃષ્ણિકા જળશું, થાય ભૂલી ભમે નહિ ભાન.
જળની આશા તૃપ્ત રણે તે, માત્ર ત્રફડી કરે ન જળપાન. મનુવા,
નંદ ઇંદિરા અખંડિત અમૃત સત્યજ્ઞાન અનંતનું ગાન.

રોળાવૃત

જોયું ક્યાંથી જોગીએ ભયે વિષ નાંખ્યું ઢોળી,
ઓચીંતી અંતરે કણીમાં વાગી ગોળી.
લાગી આવી પાય ઉગારો અબળા હું છું,
ડુબું ભવાબ્ધિ માંહ્ય, ટીટોડી સમ ટવળું છું.

કોઇ હાલ કહો. એલય

ગયો ગૃહપતિ મુજ નાથ.
છઉં વિધવા બાળ અનાથ. ગયો૦

ભડકે જવાળા ઉંઘ ન આવે, તેથી કરૂં છું ઘાત,
ક્યાં જાઉં શું કરૂં શું કહો, જોગીરાજ પીતુમાત. ગયો૦

રોળાવૃત

નિડર પુત્રી તું થઇ સાધુ સંગતને સેવા,
કરમાશે સહુ કલેશ દુઃખને વામી રેવા. ૧

મહદ પુણ્યથી મળે સાધુની સંગત જેને;
વાત કરી સન્માર્ગે હાખી લે તારી તેને. ૨

ઉલટ માર્ગે ધરનાહિ થાય દુઃખ જેથી એવા,
સાત જન્મ દુઃખ પામી વિષ પીપીને લેવા. ૩

સત સંગતજો થાય બોધિ સન્માર્ગે મૂકે,
મહદ પુણ્ય ફળે એજ શીશ ગુરૂ ચરણે ઝુકે. ૪

શીત જળે કરી સ્નાન, કથા હરીકીર્તનમાંહિ,
શીવ શીવ જો જપે, તાપ સંતાપે નાહિ. ૫

સૌને શીર શીવ નાથ અનાથ નકો જગમાંહી,
કોણુ કોહનો નાથ ક્ષણે બદલાએ આંહી, ૬
સમાધિસ્થ મન થાય ભલી ઉંઘ આવે ત્યાંહી,
સુખદ શિવના સ્વપ્ન થશે આનંદે આંહી. ૭
અનેક જન્મો લીધા સગા સંબંધી માનો,
આજ નથી અહીં એક ક્ષણીક સુખદુખએમાનો ૮
એમ કહી ઉગારી સત્ય સનમાર્ગે સ્થાપી,
પરોપકૃતિને કાજ થયો અદૃષ્ય અલાપી. ૯

## આશાગોડી

(આવન મોરી ગલીયનમેં ગીરધારી એલય)

મન મંહી મનુવા લે શ્રી રામ સ્મરી. ટેક.
પર ઉપકારે કલેશ કપટનો. જાજા સિંધુ તરી, હો૦
સત્ય મધુર મન વચન સુકરમે, થાય ન કોઇ અરી.
મહદ્ સ્વધર્મના સંચયથી સજ, કર્તવ્ય કર્મ કરી. હો૦
વિશ્વ વાડીમાં પ્રજ્ઞા વિલસતી શાંત આનંદ ભરી,
બ્રહ્મ રસામૃત દ્રષ્ટ વડે જો સત સંગ માંય ઠરી. હો૦
વિદ્યાદાન દેજે વિદ્વાનને ઘરઘર ફેરા ફરી,
ડુબતા દીન જન વૈતરણીમાં જાશે બધા ઉગરી. હો૦
અનુભવ મેળવ જન મંડળનો પ્રેમે વિવેક ધરી,
નંદ ઇંદિરા સાચી એ સેવા, ઘટ ઘટમાંય હરી. હો૦

## શાર્દુલ.

પ્રજ્ઞાનામૃત દ્રષ્ટિ જેની થઇ તે પ્રજ્ઞાન દેખે બધે,
સુવર્ણે મતી જેહની નવ જુએ ભીન્નાકૃતિ ઘાટતે;
સાનંદે હશી વાહ બોલી કરશે. સૃષ્ટિ શું વાતો ખરે,
પ્રીતે પૂર્ણ વિલાસી આ જગતની સાથે રમતાં તરે. ૧.

### વસંતતિલકા.

જાણે શું અજ્ઞ જન તે અવધુત ફર્તો,
માયા તજી જગતના હીતમાં વિચર્તો;
દેખી પરાયું દુઃખ દાઝ ભરાઇ હર્તો,
ભીક્ષા મીશે તીરથ જંગમ શુધ્ધ કર્તો. ૧

### રોલાવૃત

ભડભડ લાગી આગ, ઓચીંતી ઘરમાં કોઈ,
ધસી આવ્યા જન બહાર, વદે કો માતા રોઇ. ૧
ઉંઘે પારણામાંય દીનબાળક છે મ્હારૂં,
હાય જશે એ બળી, કેમ હું જીવીત ધારૂં. ૨
આક્રંદન બહુ કરે, ટીટોડી સમ ટળવળતાં,
શુધ્ધાંતરથી કેમ ખમાયે તે દુઃખ જોતાં. ૩
સુણતાં યોગી તેહ સ્નાન કરી વસ્ત્ર ભીંજાવી,
આર્દ્રભાવ ઉભરાય કોણ ખાળે સમજાવી. ૪
હરહર સ્મરીને ધસ્યો, ડર્યો ના મૃત્યુ ભયથી,
જય ગુરૂ જય ગુરૂ શબ્દ કાઢી મુખેથા, ધસતો. ૫
અગ્નિની પ્રજવાળ બની શિત રશ્મિ સમતો,
રાખે જેને રામ કોણ મારે કહો શાથી. ૬
ના ના લોકે કહી માન્યું કોઇનું નાહિં,
આણી દીધું બાળ સ્તુતિ કરતા સહુ ત્યાંહિ. ૭
અલોપ તે થઇ ગયો, કીર્તી જેને છે કર્ડે,
મુર્ખ પેઠે પુલાઇ, મૂછ જે નાહિં મર્ડે. ૮

## ઉપકાર ત્રીજો.

### રોળાવૃત.

દેછે તરૂવર રૂડી કંદ મૂળ ફળ ભીક્ષાને,
તજી તેહ છે જાય, નીસ્પૃહી વિચરવાને. ૧
ઘેર ઘેર સંચરી બોધ દે છે દુઃખ કાપી,
પરોપકાર દ્રઢવૃત, ધારી ગાએ આલાપી, ૨

ભીક્ષાના મીશ વડે જોય જન મંડળ સ્થિતિ,
કરે બોધ ઉપકાર આર્યમુની વરની રીતી. ૩
વિવિધ સૃષ્ટિની રીતી, પતીત પાવન કરવાની,
થોડી શીક્ષા દઇ ઉગારીને લેવાની. ૪
એજ પ્રભુની દયા ન્યાય તેડે તે નાહિ,
કીધાં કર્મના ફળો આપી દે મુકે નાહિ. ૫
કરૂણા કર ન્યાયીએ લીધાં નામો સ્વીકારી,
સન્માર્ગે કરી શુદ્ધ, દોરવી લે બલીહારી. ૬

આશાગોડી

કામીઓને મદનનું શર ઘણું કારી; એ ઢાળ.

ભલે જાઓ મીટ્ટીની દેહ વિકારી ધરો દ્રઢવૃત પર ઉપકારી.
હે મનુજા યશ વપુને અમર કર, સન્માર્ગ સત્ય સંચારી,
કામ ક્રોધાદિક રીપુ છે સબળ તે યુક્તિથી નાંખ સંહારી. ભલે૦
જાવું મરી છે કે દી નક્કીએ શું કામ પડવું પથારી,
નંદ ઇંદિરા મરણ રણુવનમાં દે બળી કાય વીસારી. ભલે૦

રોળાવૃત.

શુણી શબ્દ એ ગાન આગ બત્તી મુકનારો,
બોલાવીને પાસ, જોગીને કરી અણુસારો. ૧
તપાસી વચનો લીધાં બતાવ્યા ગુપ્ત વિચારો,
તને દઇશ હું ભાગ બત્તી મુક કર ઉપકારો. ૨
સર્વ પ્રજા સંકટે ઝુંસરીને મુકનારો,
પર ચક્રે પીડીને છુટ સર્વે હરનારો. ૩
મરે અધર્મી દુષ્ટ પ્રજા સજ્જન પીડનારો,
મીથ્યા શેનું ભસે લાગ નહિ વારંવારો. ૪
નથી તને રડનાર કોઇ પાછળ રે તારી.
કહી મરૂં હું તોય રડી મરશે મુજ પ્યારી. ૫

એક તીરથી બેય બાજ મારી ઉડાવો,
ફાવ્યા કે નહિ તોય લાભ બેમાં છે આવો. ૬
પ્રજા તણો ઉપકાર કદી ફાવ્યા તો થાશે,
પકડાયા કદી તોય થેલી તો નક્કી ભરાશે. ૭
થયો આમ ઉપકાર તોય તે પણ છે સારૂં,
મુવો કદી પકડાઇ ધનથી કુટુંબ તારૂં. ૮
મ્હારૂં કામ વિશ્વાસ રાખી સોંપું છું ભાઇ,
ઘાત કદીના કરીશ પતીજ લાવું હરખાઇ. ૯
આ કર્ત્રીમ છોકરો પ્રજા પાલનને અર્થે,
પ્રજા અગ્રણી બધા મળી પ્રયત્ન સમર્થે. ૧૦
ઉડાવવા નૃપતિ ચક્ર પરમાં દળનારો,
લીધા તમે સોગન મારવા મળી હજારો. ૧૧
હક તેહને નથી ગુપ્ત હું નાહિં ખોલુ,
રાજસથી સાત્વિક રીત હું હાણી ખોલું. ૧૨
સંપ કરાવું સદ્ય ધીર રાખો રે મનમાં,
જૈ આવું ત્યાં સુધી રાખી વિશ્વાસ વચનમાં. ૧૩
તને અપાવીશ ધન્ન, પ્રજા દુઃખથી છોડાવી,
કતલ સૈન્ય બેઉની થતી હું લઇશ બચાવી. ૧૪
એમ કહી પરદેશી રાયની પાસે આવ્યો,
કહે છાની હું વાત એક તું પાસે લાવ્યો. ૧૫
થશે વિજય યશ કીર્તી સુખમાં મહાલીશ સાચે,
વચન મ્હારૂં માન કોલદે થાય ન આંચે. ૧૬
લેવા દેવા નથી મને તે માંહે કાંઇ,
મહા પરોપકૃતિ કાજ આવ્યો છું આંહિ. ૧૭
છઉં યોગી ભમનાર વિશ્વ છે કુટુંબ મારૂં,
નથી કો શત્રુ મિત્ર એક વ્રત પર હીત ધારૂં. ૧૮
સત્ય વચન આ મુજ, તણો સાક્ષી પ્રભુ જાતે,
તૃષ્ણા ધન સ્ત્રી સગાં, લાઉં છું સુખ શાન્તે. ૧૯

થજો ત્હારૂં કલ્યાણ પ્રભુ પીડા હરનારો,
જોઇ તારૂં ઐશ્વર્ય હું છું રીઝી ઠરનારો. ૨૦
પૂર્વ જન્મના પુણ્ય થકી તું રાજ્ય શ્રી મ્હાલે,
લાખો ખોતા પ્રાણ હેઠ જો ત્હારો હાલે. ૨૧
સ્વતંત્રતા સુખકીટ પશુ પંખીને પ્યારી;
કરી સ્વારી આ દેશ નાંખતા વીર સંહારી. ૨૨
જોરાવર તુજ સૈન્ય તેથી ઝીતી જો જાશે;
તો પણ તારૂં મર્ણ માનજે, ભવિષ્ય થાશે. ૨૩
સ્વતંત્રતાનું દાન સલાહ કરી દેતાં ઉગરે;
મળશે યશ કીર્તીને, હજારો મરતાં ઉધરે. ૨૪
ઘણી યુક્તિઓ કરી વાપરી બળ બુદ્ધિને;
ટુંકી ટુંકમાં કેમ વર્ણું યોગીક સીધ્ધીને. ૨૫
સંધી વિગ્રહી કામ કરી ખટપટ ઉપકારે;
સત્ય ન્યાય ને દયા, એક જે છે ઉર ધારે. ૨૬
કયું મ્હોટું છે પેટ, વાત ખોલી ન મચેડી;
અપાવી યુધ ન ઘણું આગ મુકનારો તેડી. ૨૭
આ બેઉ પક્ષ સમાન પ્રજાની બેડી તોડી;
ગયો યોગી વન માંહય, સમાધિ સુખમાં મ્હોડી. ૨૮

પદ મ્હારે મન તે મહાલે, એ લય.

સુખના સાધનો મૂકી, કયમ દુઃખ હોરે સુજાણ,
સાર્વજનીક ભોગે નિજ સુખ સાધતા, નિજ સ્વાર્થની આખર હાણ.–સુ૦
સૃષ્ટિ નિયમ અનુસાર એજ ધર્મે દુઃખ સાગર પાર પ્રગાણ.–સુ૦
સર્વના સર્વ પ્રયત્ન સુખાર્થે, તોયે સુખના મળે ઉર આણ.–સુ૦
નંદ ઇંદિરા પ્રજ્ઞાન આનંદ, વિકસે નિરમળ જ્ઞાનનો ભાણ.–સુ૦

---

તમે બધા બહાદુર અહીં આવો, લડવાને સહુજન ચાલો, એઢાળ
કરી દુઃખી હોર દુઃખ નાહિ, નીતિ ધર્મ વિના સુખ કાંઇ. કરી૦
જ્યાંહા ધર્મ ત્યાંહ સતકર્મ, સતકર્મ ત્યાંહાં ફળ પર્મ;
એ ગુહ્ય ખરો છે મર્મ, જાણી જાગ ધર્મ નીતિમાંહ. કરી૦

કર્મની ગતિ છે ન્યારી, એક દૃષ્ય અદૃષ્ય અવિકારી;
પામે પાર નહિ વિચારી. થઈ અફળ અટકતી નાહિ. કરી૦
અદૃષ્ટ દૃષ્ટ ફળ હોયે, દૃષ્ટથી ભમીશ ના મોહે,
તજી પ્રેય શ્રેય જે જોયે, તારી તરે અહીંન ત્યાંહિ. કરી૦
ઈશ્વર સર્વ છે જોએ, એક સાક્ષી સર્વને હોયે,
કર દીપ શસ્ત્રના મ્હોએ, છે નિડર પૂર્ણ બળમાંહી કરી૦

એક રાજાના અથવા ઘરના વૃદ્ધ પુરૂષને તેના છોકરા છોડી ગયાં તેથી તેના પર ખીજવાઇ અકળાતો ડોસો મરણ પથારીએ પડયો હતો. તેને યોગી શાંતિ આપે છે.

યોગી પાસે આવતાંજ વૃદ્ધ કહે છે કે છોકરા છોકરી કોઈ પૂછતાં નથી અને સ્વતંત્ર થવા ઇચ્છે છે. પણ જીવું છું ત્યાં સુધી તો કુંચી કોઇને નહિ આપું. તેને બોધ કરે છે.

---

રાગ કલ્યાણ.

પંખ પુટી કે જાયે ઉડી,

જો જગ રચના નિયતી નિયમને, થા ન નિરાશ પથારી પડી. પંખ.
હાથે કરી શક્તિ નથી નથી આપી, ચારો સુખે તેં સઘળી ચરી. પંખ.
૧ પુત્ર દઈ પરપુત્રીને ૨ લીધી, પૂર્ણ ૩ વિદ્યાથી પ્રેમ કરી. પંખ.
દાન ૫ દઇને કન્યકા કીધી, આ પરલોકની તરણી તરી. પંખ.
હાડને ચર્મની થેલી મંહિ નીત્ત, કાવ્યસુધા મન વાસ ભરી. પંખ.
લોભ કરી વિષભર તજવા સમે, નિર્વેર ત્યાગથી યશ તે વરી. પંખ.
નંદ ઇંદિરા રાજવૈભવ ધર, તજી જા સ્વધામે સૌ બંધ હરી. પંખ.

---

(અપૂર્ણ)

૧ સૌન્દર્ય ૨ ગુલામગીરી ૩ પોલીટીકસ પ્રજાને શિખવ્યા ૫ વિદ્યા બળ બુદ્ધિ પ્રજાને શિખવ્યાં ૫ વિદ્યાદાન. પ્રજાને વિદ્યા આપી ૬ આ જગતમાં વિદ્યાથી પ્રેમ સૌર્ય યુક્તિ આપવી ૭ દાનથી તું તર્યો પરલોકનું સાધન ૮ વિદ્યા અથવા પુત્રી મનુષ્યદાન પરલોકમાં તરાવનાર છે.

# શૃંગારમાળા.

## વસંતતિલકા.

હેવું સુંદરી તુજને સતિ શુધ્ધ બાલા,
શ્રૃંગાર પૂર્ણ રસથી ગુંથી કાવ્ય માળા;
છે શુધ્ધ પત્નિ વ્રત મન્મત્ત ભર્યા ઉછાળા,
થા ઇંદિરા મુજ સમી મનની વીશાળા.

× × × × ×

## શાર્દુલવિક્રીડીતવૃત.

જેમાંથી જગ ઉપન્યું ટકી રહ્યું જેમાં વિરામે ફરી,
તે પ્રજ્ઞાનતણો પ્રકાશિત મહા પ્રેમાંશ સાચો ધરી;
જોડાયાં શીવ શકિત એક રૂપમાં જે બધ બાંધી કરી,
તે બધે સહુ યુગ્મ રોજ રસમાં સાથે રહો સંચરી.

× × × × ×

છોડી લાજ ગયાં ધસી ગ્રહ થકી વૃંદાવને આકળાં,
ક્યારે ચીંત્ય મળે ઢુંડે, વિકલ તે, વિયોગી નિમાસતાં;
ઓચીંતા શિવની કૃપાથી મળીયા જોરે ધસી ભેટતાં,
રાધા માધવ યુગ્મ પ્રેમરસમાં તે રક્ષજો શાંતિમાં.

× × × × ×

ઊમાકાન્ત વિચારમાં મલપતા જોઇ પ્રિયાએ પૂછયું,
કો'ને તે કૈલાસના પતિ પ્રભૂ છે એવું કારણ શું ?
ભોળો હું ભવ છેતર્યો છળકરી, તૂં ભીહી ભોળી ખરી,
તે સૂણી હલટે બીજા ભવ લીધા ત શુભ દો સત્વરી.

× × × × ×

### હરીગીત.

વાંઢા અને વીધવા વીધુરે કૂંવરી કુંવરને બધા,
શકભરી જોય નજરે ઘરમાં ન દે કંઇ આવવા;
પૈસા લઇ કજોડ બાંધી હાથ ઝાલી પરણ્યા તદા,
ગયો બાપનો થૈ માલ, જાણે ગોંધી રાખે પ્રેમદા.

ખોળે પછી જઈ મંદીરે હરશણુ મીશે નર ફાંકડા,
ન્હાના મળેલા વર થકી મુઝાઈ મનમાં રે સદા;
સત પ્રેમ પ્રીતી રંગઠ.રે કુટણીને છે ફાયદા,
એ ન્યાતીબંધન શત્રુ જુલમી હીંદ હા? તુજ કાયદા.

× × × × ×

### શાર્દૂલ વિક્રીડીત

વિયોગે અતિ વ્યાકુળી વિષ્ણુનીતે કુંળીકળીઓ ભલી,
શંભુને પુજીને પ્રસન્ન વરવા વંને સતી એકલી;
તેવામાં શીવ ધ્યાનમાં ઢળી પડી મુર્છા વિષે ઇશ્વરી,
તે ભોળા ભવની છઆી હૃદયની વિયોગ લો પરહરી.

* * * * *

હરીગીતઃ-નથી પાપ યૂવક યુવતી પ્રેમે હળી કરે સભોગતો,
શુદ્ધ સૃષ્ટીક્રમ અનુકુલ ધર્મ મારગ એજ જો;
સાક્ષી પુરી દે સમ્મતી શીવ નીજ અંતરમાં ઉભો,
ઉત્સાહ ભર સંતતી રૂડી દે નિડર થૈ મતી સૂખલો.

અજ્ઞાન સ્થીતીમાં બાળ બાળકી જે ન સમજે વચનજે,
સંસ્કૃતે શ્રુતી વાકયગોરે, બબડી બોલ્યા બોલ તે;
નથી નથી બંધાયા પાળવાને વચન પરણે ગોર છે,
હાથ પકડયો ડોસલે વ્યભીચાર મનુસ્મૃતી તેજ કહે.

લુચ્ચા પ્રપંચી કાયદા જેમાં નથી રૈયત સુખી,
તે તોડવા નૃપ હગતણુા તે પાપ શેનું જ્યાં દુઃખી;
ભુખે મરે જન અવનીમાં તોડવા તેને મથી,
ધર્મ છે સ્વભાવ સૃષ્ટી તેમ આ પણુતર નક્કી.

બુઢ્ઢા નપુંસો રોગી બાળક જોડ કજોડ જે સાંગળી,
જોર જુલમે જાણી જોઇ રાખી પડદે સાંકડી;
બુરખા જનાનાના ફંદ નાના કેદ ગુલામી વળી,
અજ્ઞાન અબળા પૂરી રાખી ચોકી પ્હેરામાં ભલી.
મન વિષય ફાંફા મારતું રતીરંગમાં ભુખ છે ઘણી,
ચાર ચોવીસ નારી પરણે એક નર તેનો ધણી;
અઢી દીવસ લાગે વીર્ય થાતાં જે જતું સંભોગથી,
પલ એકમાં તે નાર ઝાઝી તૃપ્ત કરશે કેમ મથી.
ભડકે હુતાશન કામ જ્વર સંતપ્ત યુવતીને રૂંધવે,
જ્વાલ નીકળે ભીંત ફોડી, રાખી રોકી કદી ન રહે.
સ્વયંવરો ને પુનરલગ્નો તે નીયોગો યુવતીના,
મુની પારાશર પંચ આપત સમય કહે તે પાળવાં;
નથી પાપ ડોસાડોસી પરણે માત્ર ઇચ્છા હોય ત્યાં,
મન સૃષ્ટી વીરૂધ્ધ આચરણ તજી દેવું એ છે ધર્મમાં.

× × × ×

શાર્દૂલઃ—લજ્જા એ ભિરૂના વદે નવ કને આવે જરી પાસને,
નીચાં નેત્ર કરે સન્મુખ જાએ જાણે ન જે સ્નેહને;
એવી કરી દે શુરી ભેટેજ કકડાવીને,
વા'વા' દે કરી કામ નિર્લજ તું તો ગાંડાપણું લાવીને.

ભુજંગી.

પ્રિયા ઉભરાયે મને વ્હાલ નીત્યે, વિના કારણે ના હું જાણું તું પ્રત્યે;
નહિ સ્થુલ કોઇ પદાર્થો ન કૃત્યે, છુપો કોઇ છે અંતરે હેતું સત્યે.

દ્રુતવિલંબીત.

વદન સસ્મીત હાસ્ય રૂચીર ભલી, હરિણ લાંછન લાંછનથી ખીલી;
શરદ પૂર્ણ પુનેમ તિથે ઠરી, નૂતન સ્પર્ધ મદ મદને ભરી.

ગગનમાં નીશી મધ્ય ભરી ભરી, ખગ વિહારી ગરૂડ સમી ઠરી;
મદનમસ્ત વિલાસ વદે ભરી, બ્રહ્મ બ્રહ્મ રસે રસીલી સરી.
કવિવરો મુનીવરો જ્યાંહ વિરમે, ત્યાંહ તોફાનિ તું મત્તમદને રમે;
પૂરણ બ્રહ્મ વિલાસી પ્રભુત્વ ગમે, કુમુદ કુંજ ભણી ભમરી ભમે.

વસંતતિલકા.

જે માહરા જન્મ પૂર્વની સાથી હેવી,
આ રંગીલી મુજ પ્રિયા પરણ્યો હું કેવી;
ના છુટવા દઉં કદી કરી પ્રિત ત્હેવી,
હું પૂર્ણ પાત્ર રસ પ્રેમ રૂડો નિભાવી.
જે વ્હાલીમાં મનભમે મુજ પ્રાણ પ્રીતે,
મેં જે પરાક્રમ કરી વરી લીધી સત્યે;
એ માનુની નકી હશેજ અમેરિકાની,
ઘોરે દટાયલી પિયૂ પ્રીતિમાત્રમાની.

× × × × ×

વાયુ પ્રસૂતિ ગરભાશયમાં ઘુમીને,
સુપુત્ર મૂખ બતલાવી દીએ ભરીને;
તેવો સુતર્ક ઉછળી શીરમાં મથીને,
લે લે ઉછંગ મુજ માનસ પુત્રપીને.

ઉન્મત્ત આકુળ અખાડ વિષે ઉછાળે,
તોફાની સિંધુ મદથી ગીરીમાં અફાળે;
બ્રહ્માંડમાં નિજ ક્રિયા કવિ તર્ક ચાલે,
વર્ષાવી વારી રસમાં સહુને પલાળે.

આકાશમાં પરખી મેઘ સ્વજાતિ જોતાં,
ચાલેજ પ્રાણ મનવાયુથી વેગ હોતાં;
નાચે કુદે કર તરંગ પસારી લેતાં,
ખેંચી મળે પ્રીતિ પ્રીતભાવ જ્યાં ત્યાં.

+ + + + +

અગ્નિ અને વિષ ધીકચા શિવ શીતકારી,
શિતાંશું શ્વેત નભમંડલમાં ૧ વિહારી;
રે હીમગિરી શિખરે ત્યમ ભક્તઠારી,
હે નિજ સૂખ સ્તન મંડળમાં વિચારો.
કૈલાસમાં શિવ સમાન પુજ્યા વધાવી,
કસ્તુરી કેસર શિખંડ પુલે ચઢાવી;
જે મેલ રેલ રસીલી તજી ન્હાઇ આવી,
તેનો પ્રભાવ મહિમા નિજગંગ લાવી.

શાર્દૂલ વિક્રીડીત.

છે ગોરી તું પ્રનેમ ચંદ્ર સરખી નાજુક બિરૂ અને,
કાળાઘોર કરે વિલાસ ન તું તો છે ખીન્ન શું રે મને ?
કે તે રાત્રે સમાન રૂપ મનમાં ધાર્યું શું મ્હારીકને,
અંતરમાં અતિ ઉત્સુકી પણ દીસે છે બ્હાર વિકાળને.

\+ + ÷ + +

વસંતતિલકા.

રાત્રે રતિ ભય થકી છણકો કરીને,
પર્યંકથી પીયુતણા સ્પર્શે ડરીને,
સુતી નવીન રસિકા રીસમાંહ્ય નારી,
છે ટાઢ દૂતિ સમજાવી મનાવનારી.
જે લોભી દ્રવ્ય ગણી તત્ર પ્રદેશ ગામી,
જેની મદોન્મત નાર વિયોગ પામી;
વિચારમાં વસુ ઘુમી વિસર્યો પ્રિયાને,
છે ટાઢદૂત ચતુરા સમજાવવાને,
ધીકકારોને નથી કંઇ સુખ એમ બોલી,
જંગલમાં જઇ વસ્યા લઇ જોગ ઝોળી;

---

૧ શિવને અંતર્યામીરૂપે ડાબા સ્તનની નીચે હૃદયના પોલાણમાં વાસ કરવો ગમ્યો. એટલે સ્તન મંડલના વિહારી શિવ કહેવાય છે.

તે ટાઢકૃતિ પસ્તાપથી એમ બોલે,
સંસારમાં પ્રિય પ્રિયા સુખ છે અતોલે.

\+ + + ÷ +

ઉંધાખળી ઉઠી ઘસી ભણી બારી ધાય,
શું સ્વપ્નમાં વિરહિણી પિયુ ન્હાસી જાય;
કૈતપ્ત તારૂણી ધીકી મદનાગ્નિ લ્હાય,
ભીડે ક્વી ઝડપવા ભણિ બારી જાય.

તેવે સમે સતી સ્મૃતિ સ્ફુરિ એમ બોલી,
જેણે દીધો મરમ ધર્મ સ્વભાવ ખોલી;
ત્હારે વિષે વિકૃતિને પરમાંય કલ્પી,
માત્રે રહે મદન વિહ્વળ વીર તલ્પી.

એવે સમે ચતુર નાર ચકોર ચેતી,
લજ્જાથી વક્રહસી જોઈ ખલેથી લેતી;
કાળુ સુવસ્ત્ર કુચ મંડળ શ્વેત જેથી,
આકાશ રાહુ જયમ ચંદ્ર ગ્રસે કળેથી.

કામી જનો પણ કવિ તેહમાં વિશેષે,
વિંધાઇ બાણ વણ મૂર્છિત છે અશેષે;
કહો કેમ ઉઠી શકશે છુટી છેક કષ્ટી,
પ્રેમ મૃતે ભરી સીંચે વિણ વ્હાલી વૃષ્ટી.

વૃષ્ટીથકી કદી જીવી શકશે દુઃખીઓ,
તોયે નકષ્ટ કલ્પાંત પછી રમીજો;
તેનાથી મૂર્છિત દશા ઉલટી ભલીજો,
હે! કામદેવ! શરણાંગતની બણીજો.

ત્હારો સુભક્ત કવિવર્ય તને નમે છે,
સાષ્ટાંગથી નમી નમી દીન વાણી કે' છે;
ઉગારવા પછી દેવ તું મારમાર,
ખોઇશ કીર્તિ સુચવું તું અરક્ષનાર.

÷ + + + ÷

પ્રિતી ધનરૂપ તું એક રસનું ટીપું છે તે ટીપાનો વ્યષ્ટી અહંભાવ છોડી દઈ સમષ્ટીરૂપ બ્રહ્મરૂપ ભાવનાવડે રસ સમુદ્ર જે બ્રહ્મ છે તેમાં તોફાનિ મોજાં સમાન મારી પેઠે તોફાન મચાવી રહે.

ઓચિંતી ત્યાં ગગનથી થઈ દેવવાણી,
તું પુણ્ય પાપ સમનો દુઃખી મધ્યપ્રાણી;
પુણ્યાંશથી પરમ દુર્લભ પ્રેમ પામ્યો,
આનંદરૂપ સદ્ ચિત્ત શું અંશ જામ્યો.
સૃષ્ટી સ્વભાવથકી વર્તી વિરૂદ્ધ રે'વું,
તેનુંજ નામ દુઃખ પાપ સહાય કે'વું;
તેથી તું તો વરપ્રિયા મનમાં રમેલી,
આશિષ દેઉં રમ રંગ સુખેથી રેલી.
આકાશ વાણી અતિ હર્ષથી દીનતાને,
મૂકી ઉઠયો સબળ સુખી ઉમંગી મને;
પ્રેમામૃતે રસિક રત્ન પ્રકાશ પામી,
આ ઇંદીરા વધુ વર્યો પ્રીય પત્નીકામી.

* * * *

ઇંદ્રવજ્રા.

જાએ જુવાની જલરેલ દોડી, છાજે નહિં કારમી દીવ્ય જોડી,
ત્યાગી દીધાં છે સુખ સર્વ છોડી, તલ્પૂં તું કાજે જયમ છે ટીંટોડી.

જો કે ભણું છું ઉપનિષદો હું, તોએ ન શાન્તી વળતી હું કરૂં શું;
આસનવાળી ધરી ધ્યાન બેસું, તેમાં હું જોઉં રસીલી રમતી રસે તું.

મેના મદોન્મત મદે ભરેલી, ઉઠી ઉમંગે રસરંગ રેલી;
કોડીલી કયારે કરી કોટી ઘેલી, રે'શે તું સાથે વરસાવી હેલી.

આજે પીકે છે વિરહાગ્નિ હોળી, દે છે કરી ખાખ મ્હને જળોળી;
થાએ પીયું શું અપુ તેલ ઘોળી, કે લેઉં જોગી બની જોગ ઝોળી.

× × × × ×

### વસંતતિલકા.

જોતાં દુરેથી પિયુને પડી તલ્પ માંહે,
તોડી ધસે કસ પયોધર પ્રેમમાંહે;
ફેંકી ઉરાડી દીધી કચુંકી રોષ માંહે,
રામા રસીલી પીયુ સ્પર્શ ઉમંગ માંહે.

સેજે સુતીતી મીચીનેત્ર ઉઘાડી આજે,
અત્યંત ઉત્સુક તથાપિ કરી હું વ્યાજે;
જોઉં કરે શું પતિ સાડી ઉરાડી રાજે,
નીર્ખી ચુમે પળપળે પ્રતિ અંગમાં જે.

હાશું થયું સખિ કહું કયમ તેહ જાએ,
રોમાંચ રૂપ મદ વિહ્‌વલકુચ ધાએ;
ફેંકે અતિ અધર લેશ ન રહેવાએ,
ભેટી પડી હું કકડાવી જણાઈ જાએ.

× × × ×

### શાર્દૂલ.

ભેટી છે કકડાવી ભાન ભુલીને રે સાડી ઢીલી થઈ,
શું થઇ છે પડી ન ગણતી નિર્લજ્જ લજ્જા ગઇ;
નિઃશંકે રસમગ્ન નગ્ન રતિના સુખે છે તરી ૧ રહી,
પાયું દેવ મદન્ન મધ રસમાં રે ડાહી ગાંડી થઇ.

× × × × ×

### લલીતવૃત્ત.

વિરહ વીષની વેદના પળી, વિષ ધરી મહા વિષધરે મળી,
અતીશ આકરી ચુડભરી હળી, પ્રીતીનિ દોરને વળ દઇ વળી.
પ્રીતમ પ્રેમદા પયનીધી વિશે, ઉડી ઉડી ડુબી માછલી દિસે;
નયન મીચીને ઉરપરે ઠરી, રસભરી ઝુકી વાદળી ઝરી.

+ + + + +

૧ તરતી થઇ અથવા છેતરી એટલે ઠગીને.

## વસંતતિલકા

વિહાંનલે વપુધીકી રહી હાડ માળા,
થતાં દૂરે વરસતી શિવકોપ જ્વાળા,
સંલગ્નથી. સુખ થતું હૃદયે સુખાળા,
શું હીમગિરી શિખરોં રસ સોમપ્યાલા.

પ્રેમામૃતે ભરી લીધા રસ શ્વેત પ્યાલા,
બંબા સમા પતિ પ્રદેશોની વન્હિ જ્વાલા;
બુઝાવવા પડી હૃદે પર ધુમ્ર બાળા,
શોષેથા લાગી બનીયા કુચ અગ્રકાળા.

બીડાયું પદ્મ રસપૂર પ્રિયાનું ભાવે,
તે ઉપરે ભ્રમરથી રસીલો સુહાવે;
સંદેહ તર્ક તૂ કવિને નિપજે સુરંગે,
કે'હેતું મુગ્ધ ઉડતો કયમ એ ન ભૃંગે.

બીડાય છે ભ્રમર લોભ રસીકતાએ,
પદ્મો વિષે લખી ગયા કવિ કાવ્ય માંહે;
હું દેખું તુજ હૃદયે વિપરીતતાએ,
બીડાયલા કમળ ઉપર ભૃંગકાયે.

× × × × ×

જે લોભી દ્રવ્ય ગણી તત્વ વિદેશગામી,
તદ્રુપે ગયા ત્રફડતી મુકી મુગ્ધ કામી;
દીધી તજી ભજી રહ્યા વસુને હરામી,
બાણે તું શાસન કરે દિલ દાઝ પામી.

તાપે તપાવી શઠને કરી દેજ પાણી,
પ્રિયા પ્રિયા મધુર શબ્દ વદાવી વાણી;
રાગી કરે રસિકતા ભરી પ્રેમ તાણી,
લેટાડી દે સુખ વિષે અવળા અડાણી.

કલ્પી તને મદન પ્રેમ રસે ભરે જે,
દે નામ પંચ શર ક્રુર તણું તને તે;
મૂકી ગુણો તપી જઈ બહુ દોષ લે છે,
વિદ્વાન શેના ? ભૂલી નિંદી રે' છે.

ભુલ્યા પ્રપંચ પકડી શઠ જે વિસારી,
તુને કહું હું સ્મર દે સ્મરણે સ્વનારી;
કો દિન ક્રૂર તણું નામ ન દે વિચારી,
જે પંચ અમૃત કરે ધરી પાય તારી.

ક્રોધે ભર્યો શિવ હવે નિજ દોષ ભાળી,
તારી વિભુતિ પછીથી ધરી સ્નેહ ચોળી;
ભોળો પીએ વિષ હવે લજવાઈ ઘોળી,
ભિક્ષાટને ભમી રહ્યો લઈ જોગ ઝોળી.

× × × × ×

શાર્દુલવિક્રીડીત.

બઆ ભુવણને સજી મલપતી મ્હાલે ઉમંગે ભરી,
લગ્નો ન્યાતની ધામ ધુમ મહિં હાં શું હર્ષમાં સંચરી;
શોભે છે શશિમુખ નિર્મલ અતિ પ્રેમામૃતે નિર્જરી,
સર્વે છેજ વૃથાન જોતું મુંજને, ભેટે ચુમી આદરી.

× × × × ×

વસંતતિલકા.

સૃષ્ટી તણો નિયમમે રચના તું જો જે,
સર્વે રમે રતિ ક્રીડા ભરી હેત રોજે;
શાં હો ખનીજ જડકે પશુ પીતૃઓતે,
જોડાય મીથુન સુ મૈથુન કાજ પોતે.

સ્વાહા સ્વધા શું પીતર દેવ રહ્યા સુખે છે,
દોડયા વિરંચી શીવ નગ્ન થઈ દુઃખે છે;
રોયાજ રામ સરખા રણધીર વીર,
અંકે સીતા લીધી પછી થયું મન્ન સ્થીર.

ના ઊંઘવા જરી દેયે મનકામ હે ! બાલા,
શોષેજ દેહ શીર તર્ક ન રેહ ખાળ્યા;
આવેશ એ અતી પ્રચંડ મહા ઉછાળા,
સંભોગ વીણ સુખ નાહીં શમાય જવાળા.

× × × × ×

રોલાવૃત.

અમર જીવ પણ કાય, મરણ ધર્મી દુઃખીયારી;
અમર રાખવા ચ્હાય, જીવને જેની યારી.
જેહ અવર નીજ રૂપ, મરણ પાછળ રેવાને;
અમર કલમ ગુલાબ, પેર રોપી લેવાને.
સંભોગ રતી સુખ કર્મ, અસાધારણ તે કૈયે;
મળે પ્રાણમાં પ્રાણ, મંનમાં મનતો લૈયે.
કાય સાથ મળી કાય, અતી આનંદે જ્યારે,
પ્રેમે બીજ રોપાય, નીપજે સંતતિ ત્યારે.
સમાધીસ્થ ચીત થાય, આંખ મીચાએ લ્હેરે;
રોમ રોમ મદમસ્ત, મદન ચેતન પુર ઘેરે.
તે સુખ સરવે ચ્હાય, મળે ચેતન ચેતનમાં;
નરનારીનાં તેહ, માત્ર સંભોગે જગમાં.

× × × × ×

વસંતતિલકા.

સંભોગ સૂખ મન વાણીથી ના જણાએ,
લ્હેરે અનુભવી ઢળી નયનો મીચાએ;
સૌને દીધું અનુપ સૂખ જગત્પીતાએ,
જેને મળે નવ, તે જઇ યોગી થાયે.

સંભોગ સૂખ મળતાં તનમન્ન તૃપ્તી,
ને પ્રાણ પીંડ મળીલે અતિગાઢ સુપ્તી;
તાજી બને સરવ ઇંદ્રિ પ્રમીત ભુક્તી,
છે પુણ્ય ઉદયથી સ્વર્ગ સમાધી મૂક્તી.

સંભોગ ભોગ ભળતાં સુખ શાંતી શાંતી,
આશીષ પ્રાણ પથશાઇ દીએ વિશ્રાંતી;
આનંદમાં મલપ તું મુખ તેજ કાંતી,
ક્યાં રહે કલી કલેષથી મન દ્વૈત ભ્રાંતી.

× × × × ×

છે મુખ્ય બે સકલ દેહિ તણા સુધર્મ,
સંભોગ જેને ભુખ વડે અતી ઉગ્ર કર્મ;
તે કાજ આ જગત પ્રવૃત્ત નિત્ય મર્મ,
ના જોય મ્હોટી ભુખ ધર્મ અને અધર્મ.

× × × × ×

ક્રોધે ધિકી વ્યથિત દેહથિ રોઇ રોઇ,
સૂતી પલંગ બહુ વાટડી જોઇ જોઇ;
દીઠો દુરેથી મનમોહન મોહી મોહી,
વ્યાજે ઊંઘી હરખમાં શુધ ખોઈ ખોઇ.

આવ્યો ત્યાંહાં સુખ સુધા સુધ સીંચનારો,
ભાવ્યો ભલો મનતણો જપમેરૂ મ્હારો;
પ્રત્યંગ અંગ ચુમતાં ન ધરાય પ્યારો,
સંદીપ્ત કામ કળી કુચ ઉદે વિકારો.

વિફરી, ન મ્હારૂં કહ્યું માનતું અંગ મ્હારૂં,
સૂમંદ હાસ્ય મુખ તેજ પ્રકાશી ચારૂ;
રોમાંચ ઉઠી કર ભૂજ રહ્યા ન સ્થીરા,
મ્હારૂં મુકાવી મહામાન કીધી અધીરા.

કેમે સમાય ઉભરો અતિત વ્હાલ મ્હારૂં,
આકૂલ ઉઠી કકડાવી હું ભેટિ વારૂં;
આનંદ ઉર ઉભરે ઊંચી ધાઠી ચારૂં,
ચૂમી પિયુ ટશટશી મુખ પ્રાણ પ્યારૂં.

આશીષ દે રગરગો અમૃતે વહીને,
ને રોમ રોમ અતિ હર્ષથી ખીલી રૈને;

નેત્રો મિચાય સુખ સૂખ અનુપ લૈને,
કર્તા સમર્પણ બધું પ્રીય સાથી થઇને.

જેના વિયોગ થકિ વન્હિ ધિકાવિ વ્યાપે,
જેના સુયોગ થકી અમૃત ઉરસ્થાપે;
જેની સ્મૃતિથી મન મગ્ન રસાઈ રાચે,
તેનૂં ન ચાહ્યું તન આ સખી મૂજ નાચે.

એવો મહાન ચીદ સત્ય સ્વરૂપ પ્રેમ,
આનંદ શાંતિ સુખ દે ભરી પ્રોતી એમ;
વિલાસતો અખીલ વિશ્વ નચાવી જેમ,
જાદૂગરોની પુતળી ધરી દોર તેમ.

હું તૂં તણો ભેદ મટાડી દે છે,
પ્રાણી પશુ કીટ અનૂભવે છે;
સાક્ષાત્ સ્વર્ગ સુખ ઓમ્ અનાદી દે છે,
ત્યાગી કવી મનન શીલ મુની કથે છે.

સર્વેંદ્રિ તૃપ્ત કરતાં સદ્ભાગ્ય વારા,
મ્હાલી શચી સ્વર્ગ સૃખ અમૃત ધારા;
ચાહ્યા મળી પ્રીતમ પ્રાણ શું પ્રાણ મ્હારા,
ક્યાં ભિન્ન ભાવ પછી દ્વૈત વિચાર ન્યારા.

જાણે મળ્યું નિર અને ક્ષીર ઐકય થાતે,
ને શર્કરાથિ સહ એલચી ગંધ સાથે;
મીઠું હતૂં મિઠું મલ્યું મીઠી ગંધ સાથે,
શી રીતથી છુટું પડે પયનીર નાથે.

ક્યાં ક્રોધ ક્યાં કલુષ ક્યાં છુપિયા વિષાદ,
આનંદ ઉર ઉછળે રસ પૂર્ણ સ્વાદ;
કીધી મ્હને વશ અતિ અનુકુલ નાથે,
હું માત તાત ભુલિ દેખું છું નાથ નાથે.

પીહેરના સરવ સૂખ તજે કૃપાળી,
સંભોગ સૂખ રસ પ્રીતા પુનેમ ભાળી;
ને એક નાથ ભજતી વન વન્ન બાળી,
સાવિત્રીને સતી સીતા સમ પ્રીતી પાળી.

એ છે રસામૃત જયાંહાં નહી ભિન્ન ભાવ,
સર્વે સમાયજન મન્નથી દોષ દાવ;
નિત્યે ઉદીત તન યૌવન રાજ્ય ભાવ,
તારે તરી ભવ દુઃખે સુખ પ્રીતી નાવ.

જે પ્રેમને પરખીને કવીરાજ મહાલ્યા,
જે પ્રેમ નાહીં મળતાં જન વન્ન ચાલ્યા;
જે પ્રેમ માંહી ચળતાં ઉડી પ્રાણ ચાલ્યા,
તે પ્રેમના સરસ સ્વાદ ટળે ન ટાળ્યા.

જે પ્રેમ નાહીં મળતાં પડતો વિરોધે,
જે પ્રેમ નાંહીં ઠરતાં ઊંઘતાં ન ક્રોધે;
જે પ્રેમ કાજ કુકડો થઇ ઇંદ્ર શોધે,
તે પ્રેમ ઉદય થાતાં સદચીદ્ પ્રબોધે.

(સંપૂર્ણ.)



# કાવ્યાનંદ નિધિ.

## યુરોપીય જગદ્વ્યાપી પ્રચંડ યુદ્ધ લહરી.

(અનુસંધાન પાના ૪૮ ભાગ ૧ થી)

સારંગ ત્રીતાલ.

ઘેણુ સેરડીએ સંચર્યા જોવા મળ્યા લોક—એ રાહ.

દુંદુભી દુમદુમ, ડંકાઓ ડંમડમ, ઉત્સવ ભડવીર ગાજે, દું. ૧
રણ શ્રૃંગો રણુ રસ રંગ રાગે, ઉરપુર શુરના ઉછાળે. દું. ૨
ભગવા ઝુંડા ભવભય ભંજક, ભગવદ્ ભક્તિ શું ભાવે, દું. ૩
પવન પ્રેમ પ્રેરી રસ લ્હેરે, આર્ય ધ્વજા ફરકાવે. દું. ૪
હનુમાન ગરૂડને વૃષભ ધ્વજાઓ, લ્હેરે ઉડી જય હાખે. દું. ૫
ઊંઘતા હતા નિર્દોષોને બાલક, દૈત્યના કેર વિહારે. દું ૬
વામી હીંસક પર દ્રવ્યના લોભી, પાપીઓ આગ લગાડે. દું. ૭
મદ્રદેશે મહા ભય ભરીયો, હિંદી મહાસાગર ત્રાસે. દું. ૮
વિવિધ વાદ્ય સુર સરણાઈ જય, વિજય ઘોષ ગરજાવે. દું ૯
જય ભારતનો, જય આર્યોનો, જય હીંદી બતલાવે. દું ૧૦
સવત્સી ગો પય અમૃત સ્ત્રવતી, કન્યા પુષ્પ લઈ આવે, દું ૧૧
કુંકુમ કેસર કસ્તુરી ભરી, સાધવી સન્મુખ લાવે. દું ૧૨
કેડે લઈ સતિ સુપુત્ર સુખમાં, આંગળીએ વીર હાખે, દું ૧૩
રવિ મધ્યાને આ તપ તપતો, ભીષ્મ ભીષણુ શરલાવે. દું. ૧૪
આમ્ર ફળો ફિર મધુરાં ચાખે, કોયલ ડાળ ઝુલાવે. દું. ૧૫
કુઉક કુઉક કરી મંદ પવન વશ, ત્રિવધ સુરથી ભાવે. દું. ૧૬
પીતાંબર પ્હેરી રવિ મધ્યાન્હે, ઉદધી ઉદક ઉડાવે. દું. ૧૭
સહર્ષ કર મોજાંમાં મોતી, લઈ લઈ વીર વધાવે. દું. ૧૮

શક્ષસી તોપો યંત્ર રસાયન, વડે અરી પુલાએ. હું. ૧૯
મદ્રાસે એમડન આવીને, ધાંધલ મચાવી જાએ. હું. ૨૦
ફ્રાન્સ રૂશીયા નોર્થ નાધીમાં, બાલ્કન જંગ મચાવે. હું. ૨૧
આસુરી સંપત આસુરી દળ બહુ, આસુરીબળ ઉભરાયે. હું. ૨૨
પંચમ જ્યોર્જની વારે હીંદી, જાઇ કૈયશર ગભરાએ. હું. ૨૩
ચંદ્ર મધ્યાન્હે તેવો તે જે, ફીકો લોહી ઉડી જાએ. હું. ૨૪
તેત્રીસ કોટી દૈવી સંપત્તી, સાગર સૈન્ય ઉભરાએ. હું. ૨૫
હીંદ હીંદીદળ સાત્વીક ઊછળી, યુરોપમાં ધસી ધાએ. હું. ૨૬
મેસે પોટેમ્યા બસરાને વળી, બગદાદે જય આવે. હું. ૨૭
દૈવી સંપત સ્વતંત્રા કેરા, બ્રીટીશ હીમાયતી કાવે. હું. ૨૮
ન્હાનાં રાજ્ય બચાવવા ખાતર, પક્ષ ધરે છે જે ન્યાયે. હું. ૨૯
જ્યોર્જ પંચમ હીંદી સકળને, અરીદળ દળવા બુલાવે. હું. ૩૦
હીંદવીરો ફ્રાન્સમાં જાય જંગે, તેજ શૌર્ય બતાવે. હું. ૩૧
યુરોપ્યનની સામ્ય શુરાતન, ફ્રેંચ વખાણતા ભાવે. હું. ૩૨
આસુરી દળ અરીનાં મીત્ર રાજ્યને, તીડ સમાન દબાવે. હું. ૩૩
વેદ ગીતાનો હસ્ત લેખ લઇ, શ્રેયસ્કર દરશાવે. હું. ૩૪
નંદ ઈંદીરાં કલમ નાચંતી, શારદ રસ ભરી રાચે. હું. ૩૫

## મદ્રાસમાં એ મડન.

### હરીગીત.

ઓ! શત્રુ આવ્યા ચઢી અહીંઆ આગ મુકી મદ્રાસમાં,
ફેંકી બોંબ સુખે જન સુતાપર એમ્ડને જઇ રાતમાં.
ત્રાસે બીછાનાં ઘર હવેલી ખળભળી ઉઠયાં ધાકમાં,
બત્તી બુઝાવી ન્હાસ ભાગે ચાલી ઘાટને વાટમાં. ૧

થોડાક સૈનીક બ્હાદુરો ત્યાં ધુંણી ઉઠયા તોપો ભરી,
ફેંકતા ત્રણ ગર્ભ ગોળા નાઠી એમડન ભયધરી;
પગાર પેટે પેટ ભરૂં પરતંત્રતા બેડી ધરી,
આર્ય ને અનાર્ય કૃત્યે પકડવા આવ્યા અરી. ૨

ક્રુર ખુની ભાડુતી પેટ ભરૂઓ લાલચે લુંટ ફાટની,
શંકરો આવ્યા અચાનક સંતતી વ્યભિચારની;
કચડવાને ઝુંસરવા લઇ બેડી કુડી હંમેશની,
સુધારકો વિદ્વાન કુશળ માપો મતિ જર્મંનની. ૩

ઊભા રહો રહી હાર બંધે વ્યુહરચના એવડી,
થઈ સજ્જ કરી કુચ ઝડપથી શિક્ષા દીઓ બળથી;
બત્રીસ લક્ષણુ નર વિરોનાં રકતની ભાગે બળી,
ધમધમે છે ધરણી ધ્રુજતા ખપી જવા જંગે ઢળી. ૪

પ્રેમે સ્વયંસેવક દેશે પ્રાણ્ લેશે ખુની તણા;
સૈન્ય ભાડુતિ ખરીદેલા અધીકારી છે જે નરકના;
ક્રુર કર્મ લોભે જે ઘુસીને કેસરીના ગૂહમાં,
નિજ મૃત્યુને નોતરી શરણુ જાયે મરણુના. ૫

પગાર સારૂ પેટ ભરૂઓ ડુબશે જળ નિધિમાં,
લોભ પાપનું મૂળ કરાવે વાકય વેદને શાસ્ત્રમાં;
વીધર્મી ને વીદેશી જર્મન લૈ લગામો હાથમાં.
બેસસે શું ઠામ ઠરીને જયાં સુધી જીવ દેહમાં; ૬

ઠરવા શું દેશે લોક અરીને હીંદીને પ્રોતી જયોર્જમાં,
શાંતિ બ્રીટીશ રાજ્ય ભકિત હીંદ પ્રગતિ ઉચ્ચમાં;
આનંદમાં રે' ઇંદીરા, સમ્રાટની પુર ભકિતમાં,
ચઢી વીમાને ગરૂડ ઉત્સુક, તર્ક ગગન વિહારમાં. ૭

---

## એન નદીપર ઈંગ્લીશની મદદે હીંદીઓ આવેછે.

રાગ વણુજારો તેતાલો.

ચાલો ચાલો હીંદીઓ ચાલો,
આવ્યા અરી આંગણે ખાળો. ટેક.

વલણ.

થાઓ સજ્જ ઉભા રહી સીધા,
હાર દોર ઘસો ઘીટ ધીરા.
ડગ ભરો માપી મન મ્હાલો. ચાલો. ૧

મુકી માહો માંહેની તકરારો.
નજીવી તજી દો યારો,
ભાલા અસી ઉત્સવે ઝાલો. ચાલો. ૨

આવ્યા નોર્થ નીધિમાં વહાણો,
મચ્યો જંગ બ્રીટીશ શું જાણો.
ક્રુર જર્મનની જંજાળો, ચાલો. ૩

ઇંદીરા એન નદી આગે.
તોફાની તોખારે રાત્રે,
ચઢે ઉત્સુક કર લઈ ભાલો. ચાલો. ૪

(લાવણી એક સમે હનુમાન ગરૂડ બે એક સ્થળ મળીયા એ રાહ)

ઊઠો ૧ ઊઠો થઈ સજ્જ શુરવીર જર્મનની સામે,
માતૃ ભુમી પોકારે તમને રક્ષણ કરવાને;
ન્યાય નીતીને ધર્મની ખાતર રાજ્ય ભકતી સામે,
સ્વતંત્ર પ્રિય કુટુંબ ઘરને રક્ષો સંગ્રામે. ઉઠો. ૧

અનાર્ય કૃત્યે અધર્મ ધારી છુંપાઇ લુંટવાને,
હીંદ તણા બંદરમાં આવી એમ્ડન લડવાને;
નોર્થ નિધિમાં નૌકા યુદ્ધે* ઇંગ્લીશ ઝીતવાને,૧
સુરંગ નાખી બોંબ ફેંકતાં ડુબાડયા વ્હાણો. ઊઠો. ૨

---

૧ સતરથી સાંઠ સુધીના મરદોને ઈંગ્લાંડે લડાઇની જુદી જુદી કમીટીઓ પાસે નામ નોંધાવવાનું ફરમાવ્યું.

* જર્મનીએ કીલની નહેર બાંધી તે ખુલ્લી મુકતી વખત ગર્વમાં જર્મન કૈસર એવું બોલ્યા કે, હવે જર્મની ઇશ્વર સિવાય બીજા કોઇની દરકાર રાખતું નથી.

ઝીતી લીધા મકમ કીલ્લાઓ નામુરલીજ જલ્દી,
ચઢયું કીડી પર કટક મ્હોટું તે ઉગરે કહો સાથી ?
પંદર કોટિ દામ માગતા બેલીજયમ પાસેથી,
જાન માલ નહીં તો લૂંટીને લેશું કહે મુખથી. ઊઠો. ૩

મનુષ્યત્વ માનસ જાતીનું હરવા જર્મન રાજ,
સ્વતંત્રતાનું ખુન કરવાને જંગ ઉઠાવ્યો આજ;
ઉઠો ઉઠો વંશજ હીંદી આર્યપણાને કાજ,
અનાર્યત્વ જર્મનીના સામે શસ્ત્ર સજી ધરી દાઝ. ઊઠો. ૪

ખુની હુમલા કહોના કરમાં બેડીઓ જકડે,
સ્વતંત્રતાના ભક્ત તણા કર કદી ન તે પકડે;
રાજય, લુંટારા કેરી ગર્દનને પકડે,
કરે કેદ દાસત્વ ભાળમાં ડા'મ દઇ સીકડે. ઊઠો. ૫

ભૂમધ્ય સાગર માંહે ચોકી, કોન સ્ટોન્ટીપલ માંહ્ય,
ઘેરો ઘાલી બ્રીટીશ નૌકા સાગરમાં પથરાય.

---

## બ્રીટીશ રાજ્યનું નૌકાબળ.

| | |
|---|---|
| મનવાર | ૬૬ |
| ક્રુઝર્સ | ૧૦ |
| બખતરવાળી | ૩૪ |
| રક્ષણ કરનારી | ૧૭ |
| લાઇટ | ૮ |
| વર્ગ બીજો | ૫૬ |
| વર્ગ ત્રીજો | ૧૬ |
| અરક્ષીત | ૭ |
| તલાશ કરનારી સ્કાઉટસ | ૮ |
| ટોર પીડો બોટસ | ૧૦૯ |
| ટોરપીડો ડીસ્ટ્રોયર | ૧૯૧-૨૮ |
| સબ મરીન | ૬૪ |
| કુલ સંખ્યા | ૬૭૫ |

દેશ પાંજરા સમો બનાવ્યો દશે દીશ જકડે,
નાકાં બંદર માર્ગ શહેરમાં સૈન્ય+ તોપ ગગડે;
હથીયારે ઝુંટાવ્યા જાણે પાંખ કાપી રખડે,
દાણો પાણી દીએ મ્હેર કરી બોલાવ્યું બકવે. ઊઠો. ૬
મધૂર કીર કે મૃદંગ જેવા રણકાને મીટ ગાય,
સૂર સાથ સુર મેળવી થાયો તાલ મૃદંગે થાય;
લોહ તસ દંડ ઝુંસરી કૃપણ કાજ જગમાંય,
પરંપરા સંતતીને સેવા દુરમનની હાય હાય. ઊઠો. ૭
અલ્યા ! ઇંદિરા ! ધુણાવી શીરને ઉઠ ઉઠ આ વાર,
સુતો સીંહ શું ગુફા મહીં થઈ કાયર સમ નીરધાર;
તેડે તુજને જયોર્જ નૃપતી થા લડવા તૈયાર,
તન મન ધનને અર્પી પ્રીતે બચાવી લે પરિવાર. ઉઠો. ૮
દક્ષીણાક્ષીને દક્ષીણ બાહુ ફરકે છે આ વાર,
સુકુન સુચવે હીંદ વીરને બ્રીટીશના જયકાર;
ભૂચર, ખેચર, જલચર, સૈન્યો ઉભાં લેઇ હથીઆર,
થયા અધીરા તત્પર ઘુમવા કીર્તીયશ ભરનાર. ઉઠો. ૯
જંગ જંગને જંગ વિના નહીં સુઝે અન્ય વિચાર,
યુવતી સતીને બાલ બાલુડાં તરછોડી નિરાધાર;
અટકાવે છે પ્રેમ ગૃહસ્થાશ્રમ ત્યાગ નિશ્ચયે ધાર,
કરવા તત્પર કર્તવ્યોને ધાઓ ધાઓ આવાર. ઉઠો. ૧૦
વાર વાર આવો ન આવે સમય ઝડપી લે સાર,
સ્વર્ગ વિશે ઉભી આ દીસે સ્વતંત્રતા સુખકાર;
દેવિ દિવ્ય યશ મુગટમાળા વિજય કાજ તૈયાર,
ઊભી અપ્સરા વરવા અધીરી યશસ્વી વર વરનાર. ઊઠો. ૧૧

---

+ડીવીઝન એટલે ટુકડી અથવા વિભાગ. તેમાં ૨૫૦૦૦ મનુષ્યો હોય છે.
૧ મહા તોપખાનાની બેટરી. ૪ તોપોની બ્રીગેડ.
એક ટુકડીમાં ૫૯૮ અમલદાર, ૧૮૦૭૫ પાયદળ, ૬૧૬૨ ઘોડા, ૨૬ તોપો, ૧ વીમાની, ૧ રેલ્વે ટ્રેઇન, ૩ રણમાં સારવાર કરનાર ટોળી, ૨ ઇજનેરની ટોળી, ૧ નીશાન કંપની, ૧ ઘોડેશ્વાર સ્કોવડ્રન, ૧ દારૂગોળાની ટુકડી.

ખપમાં આવો દેશતણા સહુ વીર શયન કરનાર,
ધસો તોપની સામે દોડી ખુંચીલો હથિયાર;
તેની બેડી તેના કરમાં તેની ઝુસરી ત્હેની,
ગર્દન પર ધરી બળદીયા સમ કરો કેદ જર્મની. ઊઠો. ૧૨
ડાંગ મારવા ચોર આવિયા કહો ધરશો શું શીશ,
તલપ મારી ગરદનને આલો સ્વભાવીક કરી રીશ;
સાત કોટીના ભાર કહો શા ચોત્રીસ કોટીજન હીંદ,
રાજપુત્ર સત સપ્ત રાજ્યના બ્રીટીશ છત્ર અભિન્ન. ઊઠો. ૧૩
સબ મરીનકે સુરંગ સ્ફોટક ટોરપીડો ગન બોટ,
ભર્યા સમુદ્રા નૌકા બ્રીટીશ નથી જરા કંઇ ખોટ.
ઉરાડી દો એ ડ્રેડનોટને શત્રુ કરી લોટપોટ,
ખીલા મારો તોપ વીશે જઇ મુકો સામટી દોટ. ઊઠો. ૧૪
નંદ ઇંદિરા દુરબીન લૈને કેબીન ઉપર જાય,
આનંદે ચઢી ડોલ ઉપરનીજ નિશાન ઉડતું જ્યાંય;
જોયે જર્મન ડ્રેડનોટને ડુબતી દરિયામાંય,
હીંદ હેમની ચલ્લી જોતાં લોભી જમ પુરમાય ઊઠો. ૧૫
સંસ્થાનીને સ્વયંસેવકો તણી નથી કંઇ ખોટ,
સર્વીયનને બેલજયન ફ્રેંચો બ્હાદુર બ્યુહ સચોટ;
રૂશીયન રીંછ વરૂ ફાડીખાશે જર્મન કરી લોટપોટ,
જાપાનીસ છે જગ વીખ્યાત મીત્ર આપણા મ્હોટ. ઊઠો. ૧૬
બ્રીટીશ વાવટો જર્મની ઉપર ફરકાવો એ ધર્મ,
શીરછત્ર સમ્રાટ જ્યૅાર્જને કરી દાખવો કર્મ.
ભીષ્મદ્રોણ પરશુ ને સીતા પતીયશ સમરો આર્ય,
રોળોરણમાં રાક્ષસ યુદ્ધે અટકાવો અનર્થ. ઊઠો. ૧૭
પ્રગતી ખાતર જગતની ખાતર વૃદ્ધી ખાતર સર્વ,
વ્યાંપારની ખાતર મીત્રની ખાતર વચનની ખાતર પર્વ;
સત્ય આપણા ધર્મની ખાતર લડોલડો મળી મિત્ર,
જર્મનીએ સૂધારો મારી નાંખ્યો કરી અપવિત્ર. ઊઠો. ૧૮

મનુષ્યત્વને મારી નાંખ્યું શક્ષસ ભાવે આમ,
કેશર કૃત્યો જન જુઓ કુર દૈત્ય સમાન.
વિમાનમાંથી બૅાબ ફેંક્યો ઊંઘતા ઉપર આમ,
ભયભીત પર ગોળી છોડે બાળ વૃધ્ધ જે ઠામ. ઉઠો. ૧૯
બાણુ એજ છે બૅાંબ હાલના, સ્ફોટક દ્રવ્ય જે રામ,
બાળી નાખ્યાં લીલાં ક્ષેત્ર ગણી દેવાયનને આમ,
કર્ણ ભીષ્મને અશ્વથામાં તણાં અસ્ત્ર સમાન;
કુર દૈત્યના કાળા કરમે અપકીર્તી અપમાન. ઉઠો. ૨૦
હાથ પગ વિનાનાં હમને શું દીઠાં ઘેટાં,
સ્વતંત્રતાના પુત્ર હમે રહો બલી તણાં બેટાં;
મુનીવર્યોના મંત્ર તંત્રને યંત્ર રસાયન કામ,
અગ્નિ એકે બાણુ હાલના બૅાંબ૧ જેહનું નામ. ઉઠો. ૨૧
જાણી હિંદીને અસસ્ત્ર નબળા, ખોટા કરી ખ્યાલો,
શીર ધુણાવી આર્ય વીરત્વે, શાશનપૂર આલો.
ત્રાહ્ય ત્રાહ્ય પોકારે અરિજન, નબળા પણ સબળા,
સત્વ ઉછળ્યું ત્રિભુવન જીતે સબળા થતી અબળા. ઉઠો ૨૨

---

૧ બાણુ શબ્દ પરથી બૅાંબ શબ્દ નીકળ્યો છે. એક બાણમાંથી અનેક બાણુ નીકળે અને આખા સૈન્યને નસાડે. તેજ પ્રમાણે બૅાંબપણ એક સ્ફોટક દ્રવ્ય છે.

## ઘોડેશ્વારની ડીવીઝન.

૪ ઘોડેસ્વાર બ્રીગેડ દરેક ૩ રેજીમેન્ટની બનેલી ૨ ઘોડાથી ખેંચાતી બ્રીગેડો, ૪ ઈજનેરી ટ્રુપ્સ, ૧ નીશાન દર્શાવનાર, ૪ ટ્રુપ્સ, ૧ હવાઇ વીમાન, ૧ ઘોડેસ્વાર ટ્રેન, ૪ સારવાર કરનાર ટોળી. સમગ્ર ડીવીઝનમાં અમલદારો ૪૮૬. ઘોડા ૧૦૧૯૫. બીજી કેટલીક પાયરી વાળાઓ ૯૪૧૦ તોપો ૨૪. અમોએ ટુંકામાં વ્યુહ રચના, આવક જાવક અડસટ્ટા સૈન્યની ગોઠવણુ સૈન્યના સ્થાન, નવી જાતના હથીયારો, તેની બનાવટ તેની શક્તિ, ચર અને અચર સૈન્ય, દેશની અંદર અને બહાર લડાયક સૈન્ય વીગેરેની માહિતી ગ્રંથ વિસ્તાર ભયે અમે આ પુસ્તકમાં આપી શકયા નથી એટલા માટે જેને જીજ્ઞાસા હોય તેણે ચીત્રમય જગત અને ધી ગુજરાતીના અંકો તે તે સમયના વાંચવા.

સંત સંકલ્પે સૂદ્રઢ સઘળા પીસી દાંત મ્હોઠાં,
ચલો ચલો ઝટ હાર દોર રહી માંડો ડગ મ્હોટાં;
સ્વતંત્ર ભુમાં જન્મ જેહનો ઉચી મતી આવે,
અશસ્ત્ર ભુનો ગુલામ હોય તે છાંડયું ખાય ભાવે. ઉઠો. ૨૩

ભચ્ચ ભચ્ચ ભચકાઓ ભાલા તુરંગ તોખારો,
પદાતિ બંદુક ગોળી ઘનને વરસાવી મારો;
તોપ ગર્જના ધુમ્ર વાદળે ગર્ભ છાંટ ધારો,
ચમક ચમક સમશેર બહાદુરો વિજળી ચમકારો. ઉઠો. ૨૪

કાલાગ્નીરૂદ્રના તૃતિય નેત્રથી અગ્ની ઓકાવો,
શંકર સુખકર સંહારક શ્રી શકતી સંભારો;
હરા હરા હર હરહર ઉચરી જય ધ્વજ ફરકાવો,
રણુપટ રૂધીરે રેલી તાંડવ શબવાહી ઠારો. ઉઠો. ૨૫

સંહાર વિશે બીજ ઉદ્દભવ સ્થિતિનાં ઉગાવવા ખેડો,
સ્વરાજ્ય ભક્તિ પ્રેમ રૂધીર જળ ખાતરને રેડો;
સ્વતંત્રતાના વૃક્ષ વાડીમાં ફળ પુલ ધાન્ય ધારો,
લક્ષ્મીવર વિદ્યા વ્યાપારે વસે ભાઇ ચારો. ઉઠો. ૨૬

હમે કરી મ્હેનત વાવીને શું ચરશે ગોધા,
લીલાં ક્ષેત્રમાં પેસી કણુસાં મફતમાં મોઘાં;
અહીં આવીને ઘુસવા ઘરમાં શસ્ત્રબળે સત્તા,
દાબ ભયે કરી પ્રપંચી કાનુન A સામે લો લટ્ઠા. ઉઠો. ૨૭

ઘોર દુદુંભી વાજાં વીરરસ કાવ્ય મધુર સુર મ્હોય,
ધસી ઇંદ્રીરાઝોન૧ વીશે ઘન ગોળી વૃષ્ટી જ્યાં હોય;

A બ્રીટીશ કાયદા રૈયતની સભાના મતથા રચાય છે, તેથા રાજા અને રૈયત રાજી રહે છે જર્મન (શત્રુ)ના કાયદા શસ્ત્રના જોરથીજ રચાય છે. તે પોતે જીતેલા બેલ્જીયનના રાજ્યમાં ચલાવવાથી રૈયત રાજા ઉપર ગુસ્સે થઇ રહે છે.

૧ બે સૈન્યની વચ્ચે કેટલાંક માઇલનો રણુપટ હોય છે તેમાં સામસામી તોપો અને ગોળીઓ વરસે છે. માથા ઉપરથી તોપના ગોળા ચાલ્યા જાય અને ગોળીઓના વરસાદ વરસે તેમાંથી સૈન્ય દોડી જાય તેનું નામ ઝોન ઓફ ફાયર કહેછે.

રણપટ શબને રૂધીરે રેલ્યો દોટ મૂકી ત્યાં થાય,
પુટે તોપ તે પકડી ખીલા ઠેકી ઠોકી હરખાય. છો. ૨૮

આવ્યો અચાનક ગોળો તેમાં ઉડી દીવ્ય રૂપ થાય,
ઉભી અપ્સરા માળ લઈને ન્હેરે વીર વરાય;
ઉત્સવને આનંદ ઇંદિરા અમર રસે ભીંજાય,
અહીં તહીં સુખ કીર્તી અને યશ દેતો લેતો જાય. છો. ૨૯

## A સબમરીન વર્ણન.

### લાવણી.

પેસે છે પાતાળે પલમાં તરી ઉપર આવે,
પાણી મધ્યે ડુબી ચાલતી સબમરીના કહાવે. ૧

ઓ! પ્રાણવાયૂ કોથળીમાં ખલાસીને દો પ્રાણ,
સુરંગ સાથે અથડાય એતો તરત થાય છે હાણ. ૨

---

A સબમરીનને માછલીના જેવું મ્હોડું હોય છે જેમાંથી ટારપીડો છૂટે છે. માછલીની પાંખો જેવી તેની પાંખો કે જેનો ઉપયોગ ડુબકી મારવાના કામમાં સુકાનના જેવો છે. અને પૂંછડી જેવી તેની પૂછડી જેનો ઉપયોગ નોકાને ગતિ આપવાના કામમાં થાય છે. સમુદ્રના તોફાનમાં પણ એ ડામાડોળ થતી નથી કારણ કે સમુદ્રની જેટલી ઉંડાઇએ આ નોકાપ્રયાણ કરે છે. તેટલી ઉંડાઇ સુધી મોજાંનું પરિણામ પહોચી શકતું નથી. એમાં અનેક પ્રકારનાં ગુપ્ત યંત્રો રાખવામાં આવે છે અને તે કોઇને જેવા દેતા નથી. એના પર બાર ખલાસી હોય છે. પ્રત્યેક સબમરીનમાં વાયરલેસ ટેલીગ્રાફની વ્યવસ્થા કરેલી હોય છે. સબમરીન સમુદ્રમાં ઓઇલ એન્જીનથી ચલે છે. દરેક સબમરીનમાં બે પેરીસ્કોપ (પરિક્ષિકાયંત્ર) હોયછે. જેમાંથી એકનો ઉપયોગ નોકા ચલાવવાના કામમાં અને બીજાનો સમુદ્રની સપાટીપર શું થાય છે તેના તપાસ કરવાના કામ માટે ઉપયોગ કરવામાં આવે છે. આવી નૌકા પાણીની સપાટીથી ૧૨૦ ફુટ નીચે જઇ શકે છે. આવી નૌકા ઉપર તોપો પણ મુકવામાં આવે છે.

( વિશેષ માહીતી ચિત્રમય જગત સને ૧૯૧૫ જાન્યુઆરી અંક ૧ પાના ૮ ઉપર જોવી. )

ત્રણુ હજાર ને સાતસેં ટનની ત્રણુ હજાર છસેં અશ્વ,
શકતી ઝડપ ત્રીસ મૈલ કલાકે એવું યાન જલ મધ્ય. ૩
અમલદાર દ્રીશત જે માંહે સૈનીક સંખ્યા મ્હોટ,
તાકી ફેંકે બાણુ બોંબને કરે સ્ટીમર લોટપોટ. ૪
ગાબડુ પડતાં પાંચ મીનીટમાં ડુબાડી દે ગનબોટ,
બખ્તર વાળી લશ્કર સાથે ગણે ન ભરતી એટ. ૫
દીવાબત્તી નિશાન દુર્બીન હવા માપનું યંત્ર,
જણાય નહીં છુપી જલમા એતો માછલી જેવું અંગ. ૬
મત્સ્યયાન એને તો કહે છે બ્રીટીશ ગોદી મ્હાય,
શીલ્પી યંત્ર બાંધે કારમીએ હોડિ વિનાશક જયાંય. ૭
ખરે ચાંચીયા જર્મન કેરૂં જલમાં એ હથિઆર,
આકાશે ઝેપલીન A ઉશડી નાશ કરે અપાર. ૮
નથી દીઠો ને નથી સાંભળ્યો આવો કંઇ સંગ્રામ,
રામાયણુ મહાભારત એની આગળ નાના માન. ૯

---

A યુરોપી રાજ્યનુ વિમાનબળ.

| | એરોપ્લેન ને ઝેપ્લીન | હવાઇ વિમાન ૧ વર્ગ. | હવાઇ વિમાન ૨જો વર્ગ. | માર્ગપ્રદર્શક ૧ વર્ગ. | માર્ગપ્રદર્શક ૨જો વર્ગ. |
|---|---|---|---|---|---|
| ગ્રેટબ્રીટન | ૧૩૦ | ૩ | ૨ | ૬૦ | ૧૭૦ |
| ફ્રાન્સ | ૭૫૦ | ૭ | ૧૪ | ૩૦૦ | ૨૫૦ |
| રૂશિયા | ૩૮૦ | ૩ | ૫ | ૨૦૦ | |
| જર્મની | ૨૫૦ અને ૪૦૦ | ૧૩ | ૮ | કસોટીમાં ઉતરેલા જણાયું નથી. | |
| ઓસ્ટ્રીયા | ૧૫૦ | ૩ | ૩ | ૨૦૦ | |
| ઇટલી | ૨૦૦ | ૫ | ૩૦૦ | બનાવવાનો ક્રમ છે | |

ઉપરની સંખ્યામાં હવાઇ વીમાનના શિક્ષણુની સ્કુલના વિમાનોની ગણત્રી કાઢેલી નથી. દર કલાકે ૪૦ થી વધુ માઇલની ઝડપે ચાલે તે પહેલા વર્ગના વીમાન. છે. (ડેલી મેલ ૧૯૧૪ ની ફાઇલમાંથી)

હજાર મૈલનો ઘેરો ઘાલ્યો યુરોપ આખું જાણ, B
મીત્ર રાજ્યનું કોટી ઉપર છે લશ્કર ભૂપર માન. ૧૦

B લડાઇમાં ઉતરેલાં રાજ્યનો વિસ્તાર.

| ખંડ | વિસ્તાર હજાર ચોરસ માઇલ | વસ્તી લાખ | માઇલ દીઠ વસ્તી |
|---|---|---|---|
| એશિયા | ૧૭,૦૦૦ | ૯૭૫૦ | ૫૭ |
| આફ્રીકા | ૧૧,૫૦૦ | ૧૪૭૦ | ૧૨ |
| ઉત્તર અમેરિકા | ૮,૩૦૦ | ૧૩૩૦ | ૧૬ |
| દક્ષિણ અમેરિકા | ૭,૬૨૫, | ૫૩૦ | ૭ |
| યુરોપ | ૩૬૭૫ | ૪૪૫૦ | ૧૨૧ |
| ઓસ્ટ્રેલીયા | ૩૪૦૦, | ૭૦ | ૨ |
| કુલે | ૫૧,૫૦૦, | ૧૭,૫૦૦, | ૩૪ |

જુદા જુદા મોટા રાજ્યોનો વિસ્તા વસ્તી નીચે પ્રમાણે છે.

| રાજ્યો | વિસ્તાર હજાર ચોરસ માઇલ | વસ્તી લાખ | માઇલ દીઠ વસ્તી |
|---|---|---|---|
| બ્રીટીશ | ૧૧,૫૦૦ | ૪૪૫૦, | ૩૯ |
| | ૮,૭૬૫ | ૧૭૫૦ | ૨૦ |
| લેટીન અમેરિકા | ૮,૪૦૦ | ૮૦૦, | ૧૦ |
| ફ્રેંચ | ૪૭૪૫ | ૮૦૦, | ૧૭ |
| ચીન | ૪૦૭૫ | ૪૩૫૦, | ૧૦૨ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩;૭૦૫, | ૧૦૫૦ | ૨૮ |
| જર્મન | ૧૩૩૫, | ૮૦૦, | ૬૦ |
| બેલજીયન | ૯૨૭, | ૨૩૦ | ૨૫ |
| પોર્ટુગીઝ | ૮૩,૮૫ | ૧૫૫ | ૧૮ |
| નેધર્લેંડસ | ૭૯૫, | ૪૪૦, | ૫૫ |
| ઇટાલિયન | ૭૦૦ | ૩૬૦, | ૫૧ |
| તુર્કીશ | ૪૪૫, | ૨૩૦, | ૫૧ |
| સ્પેનીશ | ૨૮૦ | ૨૦૦ | ૭૧ |
| જાપાન | ૨૬૨ | ૭૦૦ | ૨૬૭ |
| ઓસ્ટ્રીયા હંગરી | ૨૬૧ | ૫૦૦, | ૧૯૧ |

(ગુજરાતી ૨૩-૯-૧.૧૪)

દરીયા પરતો એક બ્રીટશની દોડે છે મનવાર,
સમુદ્ર સઘળા ઉપર રાજા ખુલ્લો છે વહેવાર. C ૧૧

તટસ્થ રાજ્યો ભલે કરે જ્યાં આવજાવ વ્યાપાર,
માત્ર જર્મનો સાથે બંધી શત્રૂ નીરાધાર. ૧૨

---

ત્રણુ મોટા રાજયના રાજાઓ રૂશિયાનો ઝાર બ્રીટનનો પંચમ જયોર્જ, અને જર્મનીનો એમ્પરર પોતાના લશ્કરને વિદાય કરતાં ભાષણુમા ઇશ્વરને યાદ કર્યો હતો. તે ઉપરથી એ ત્રણે રાજાઓએ ઇશ્વરથી મહાન પોતાથી કાઇ વિશેષ અદૃશ્ય સત્તાને માનનારા છે એ સ્પષ્ટ થાય છે.

C નૌકાબળ.

| મનવાર. | બ્રીટન | જર્મની | ફ્રાન્સ | યુ. સ્ટે. | ઓસ્ટ્રીયા | ઇટલી | જાપાન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વર્ગ (નૌકાનાશક) | ૩૨ | ૧૯ | ૧૨ | ૧૪ | ૮ | ૧૦ | ૬ |
| ૨ વર્ગ ,, | ૧૦ | ૦ | ૦ | ૧૪ | ૩ | ૪ | ૪ |
| ૩ વર્ગ દશ વર્ષની જુની | ૩૦ | ૨૦ | ૬૧ | ૯– | ૬– | ૭ | ૯ |
| ફરતી આરમારી લડનારી | ૯ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| બીજી જાતો | ૩૪ | ૯ | ૧૮ | ૧૪ | ૭ | ૯ | ૧૩ |
| નવી જાતની ૨૪ નોટ ઝડપની | ૫૦ | ૨૭ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ |
| નાશ કરનારી (૧૦ની જુની) | ૧૬૨ | ૧૧૬ | ૭૪ | ૪૩ | ૩૬ | ૪૦ | ૪૧ |
| નૌકાનાશક હોડી (નવી) | ૩૬ | ૦ | ૯૫ | ૦ | ૧૨ | ૬૮ | ૧૧ |
| પાણીમાં પેશનારી | ૯૧ | ૪૦ | ૯૪ | ૪૭ | ૧૪ | ૨૦ | ૧૫ |
| કુલ | ૪૫૯ | ૨૩૮ | ૩૦૬ | ૧૪૩ | ૮૬ | ૧૬૨ | ૧૦૭ |

ખર્ચ પોંડ હજાર ૪૬,૩૦,૦૦ ૨૩૩૦૦૦ ૨૦,૬૦,૦૦ ૨૯,૪૦,૦૦
૮૩૦,૦૦,૧૦,૧૦,૦૦૦ ૯,૮૦,૦૦

માણસો. (સુલેહનેળા. ૧.૪૬૦૦૦ ૭૨,૮૮૯.૬૩,૦૦૦ ૬૮,૦૦૦ ૧૯,૦૦૦
૩૭,૦૦૦ ૫૧,૦૦૦

(નનામત) ૬૨,૯૦૦ ૮૦,૦૦૦ ૭૨,૦૦૦ ૪૫૦૦, ૨૦,૦૦૦ ૪૦,૦૦૦
૫૦,૦૦૦ (ગુજરાતી ૯-૧૧-૧૯૧૪)

## તોપના ગોળા. એક તાલી મલ્હાર.

ચડપ ચડપ ધુમ ધુમ ધુમ ગોળા ટેક.

ગર્ભે છાંટ ભરી ઉડે ગગનમાં, શું વરસે ઘન ભાદરવા;
કોપિ કાળીકા માત ભવાની, સ્વતંત્રતા રક્ષણ કરવા. ચડ. ૧
એક મીનીટમાં એક તોપથી, એક છુટે ગોળા ગરવા;
સહસ્ર એવી તોપો સામટી, પર્વતના કરતી ચુરા. ચડ. ૨
સ્ફોટક દ્રવ્ય ફટફૂટી જાએ, પૃથ્વી ઉપર આથડતાં;
પચાસ ફીટગોળ ફરતી છાંટો, કરનાર કરતી સર્વ ફનાં. ચડ. ૩
બે હજારનો એક ભડાકો, દારૂ ગોળાના ખરચ્યા;
હાથી જેવડો ઊંડો ખાડો, કરી પાડે ધરણીમાં ચીરા. ચડ. ૪
સાડી બાસેંટ મણનો ગોળો, ઊડે છાંઈ નભ કાગ ઉડયા;
ધુમ્ર ઘોટ ઘન દીસે ન કાંઈ, ચાળીસવાર અસ્રા ઓકયા. ચડ. ૫
જાતી લાંબા મ્હાકાળી કેરી, વિદ્યુત ચમકે શું વર્ષા;
રેલ રૂધીરની નદી રણભુમાં, મુડદાં લાગ્યાં તૃણ તરવા. ચડ. ૬
રાત્ર દીવસ દૂર અઢાર મૈલના, પટમાં કરી દે સર્વ સફા;
સન્ય બળે છુંદી સ્વતંત્રતાને, જર્મન ઝુંસરી ઝુંસરવા. ચડ. ૭
મીત્ર રાજ્ય છે ન્યાયની પક્ષે, સ્વતંત્રતાને જાળવવા;
ધર્યાં તથાપિ તટસ્થ રાજ્યો, સ્વાર્થી રહ્યાં છે બે પરવા. ચડ. ૮
નિજ બળ ધનને સાચવી રાખ્યાં, ઉગતો સુરજ પછી પુજવા;
આથમતાને ધીક્કે કહીને, પાછળથી લાતો દેવા. ચડ. ૯
અશ્વતરી અગ્નીનાં યાનો, વિમાન લાગ્યાં ઝટ ઉડવા;
ઉપર ચઢીને બોંબ બાણને ઊંઘતા પર ફેંકયા બળવા. ચડ. ૧૦
નંદ ઇંદીરા શબ વાહીની, કાઢે જીભ ભક્ષણ કરવા;
સ્વર્ગે દ્વાર ઊઘાડી વિજય ધ્વજ, યશ મુગટ સુખ ભરવા. ચડ. ૧૧
સ્વદેશ ભકતી પ્રેમે પોઢયા, સમર ભુમિ પર વીર મરવા;
કુસુમ વૃષ્ટી કરી આવી અપ્સરા, વિમાન લૈનર વર વરવા. ચડ. ૧૨
હીંદી સૈન્ય ઘુમે યુરપમાં, મિત્ર રાજ્યને સ્હાય થવા;
જ્યોર્જ નૃપતિ ભક્તિ ભાવે, લાગ્યા પ્રગતિને કરવા. ચડ. ૧૩

ગુર્જરાષ્ટ્રી, સૌરાષ્ટ્રીને મહારાષ્ટ્રી, શીખ હીંદી ગુરખા;
રિદ્ધિ સિદ્ધિ બુદ્ધિ નિધિ નવ, લૈ ગણનાયક વિઘ્નહરા ચડ. ૧૪
હજાર ત્રીસ તોપો લઈ સાથે, ચંડ ચંડી રણમાં ઘુમવા;
સાડાસાત મૈલે દૂરથી ગોળા, તોડે કીલ્લા બહુ જબરા. ચડ. ૧૫
વાતાવર્ણોમાં ધુમ્ર સુરાને, ગંધક લાગ્યો બહુ ઉડવા;
ગંધ કોયલા મુડદા કેરી, ખમાય નહીં ને રોગ હવા. ચડ. ૧૬
માખીઓ તીડપેરે તુટીને, રાતે પણ ના દે ઊંઘવા;
પૃથ્વીપર પાછી પથરાઈ, નવી ખાણ પડલોહ થવા. ચડ. ૧૭
સીસું કોયલા ત્રીભુવનમાંથી, પુનર્જન્મ આવ્યા લેવા;
શીવ સંહારક ત્રિશૂલ ધારી, લાગ્યા તાંડવને કરવા. ચડ. ૧૮
વકતા કવી લેખકની કલમે, આવિ ભારતિ ભય હરવા;
મયુર નૃત્ય કરી તર્ક વિમાને, નૌકા પર લાગ્યા ચઢવા. ચડ ૧૯
નંદ ઈંદીરા અન્ન પૂરણા, દુર્ગા દુર્ગમ ગઢ ઝીલવા;
દુંદુભી દુમદુમ ડંકા ડમડમ, લાગ્યા જય નાદો કરવા. ચડ. ૨૦

### લાવણી

મુગા મુગા કયમ સુતા સુમ થઈ વકતાને કવીઓ,
ધર્મતણા આચાર્ય વણીકને વીદ્વવર મનીષીઓ. ૧
રાજપુત્ર કોવીદ વિપ્રને સતિના પાલ કહો,
બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય સેવકો જંગ જાગ્યું છે જો. ૨
હીંદ આંગણે શત્રુ જર્મન કેરી મનવારો,
ઘુમે છોડી ગોળા ગરવાને ગણે ન કુઈઅરો. ૩
ઈંગ્લીશ રક્ષક જ્યૉર્જ પાંચમા તેડે તમને ઓ,
ગુરખા, શીખ, બંગાળી બ્હાદુર સૈનીકવીર વિદુષો. ૪
અનેક નામે અનેક ફંડો કાઢયાં ઉમરાવો,
હીં ઘાયલ સૈનિક કાજે મદદે સહુ આવો. ૫
સાર્વજનીક આ પરોપકારી હવન માંહે હોમી રહો,
સ્વતંત્રતાને શાંતિ તોડે અરીદલ જર્મનઓ. ૬
વીના કારણે દાંતપીસીને આવ્યા લડવા હો,
તૈયાર કરી અગમચેતીનીજ બળથી બળીયાઓ. ૭

શાંતી પ્રિય સંમ્રાટ સીંહ જે જયોર્જ નૃપ સુતો,
ગુહમહીં ઘુસી જગાડવાને જર્મન અરિદળ હો. ૮
શીયાળવા શીકારે ચાલ્યા કેસરીની ગુહમાં,
હાથ ઘાલી દરમાં છંછેડગો મણીધરોના મુખમાં. ૯
પત્રપત્રાંક તાર ખબરથી છાપી જંગ માંડો,
નંદ ઇંદ્રીશ પરોપકૃતીથી ચઢવાનો હાડો. ૧૦
વોર લોન નથી સીંચુગટીમાં. સોનું રૂપું આપો;
સવડ વ્યાજની નીયમે આપી, કરને દૂર રાખો. ૧૧
લડાઈ ભવીષ્યની પ્રજાની, સ્વતંત્રતા કાજે;
ભવીષ્યના લોકો એ ભરપૈ, કરવી ન્યાય સાચે. ૧૨
અઢી કોટી રૈયતને કાજે, એક કોટી લડતા;
રણ સંગ્રામે મીત્ર રાજ્યના, સૈનીક રણ ઘુમતા. ૧૩
વીમાનમાથી પડે ઊંચેથી, છોડે છે નીજ પ્રાણ;
સબમરીનો ડુબાડી નાંખે, ડ્રેડનોટની હાણ. ૧૪
છોડે રક્ષણ સ્વદેશ અર્થે પ્રાયા પુત્ર ઘર બાર;
રાજ્યભક્તીથી પ્રાણ અર્પી રે વીર વિદુષ આ વાર. ૧૫
થંડા બરફે ટેંચ માય છુપિ, થથરે પરને કાજ;
પ્રાણ અર્પવા તત્પર સૈનીક, ઉદાર મતના આજ. ૧૬
તાર કંટકી જાળ અને વળી, વરસે ગોળા ગોળી;
રણ પટમાં ભચકતા ભાલા, શત્રુ સૈન્ય ને રોળી. ૧૭
ઝેરી ગ્યાસ ક્લોરીનથી ગોળા, ભરી ભરી છોડે દૂર;
છ માઇલે તે પસરી મૃત્યુ, સર્વ આણતા ક્રૂર. ૧૮
લોક સંગ્રહે ધીરવીર સહુ, કષ્ટ સહે છે આમ;
વણીક શુદ્રને અઢાર વરણો, સાહ્ય કરે તમામ. ૧૯
સ્વધર્મ ને સ્વરાજ રક્ષણે, ધરે શસ્ત્ર ને અસ્ત્ર;
વીર વીદુષને સૈનીક સરવે, પ્રજા લોક સમસ્ત. ૨૦
સ્વરાજ્ય તે સ્વ રક્ષણ અર્થે, સર્વ સૂખનો નાશ;
ઓ ઇશ્વર તું સાહ્ય સદ્ય કર, તારાપર છે આશ ૨૧

અપૂર્ણ

---

(વધુ માટે કાવ્યાનંદ નિધિનો ત્રીજો ભાગ જુઓ.)

# હિંદરાજ્ય ભકિત (લડાઈમાં.)

પંચમ જ્યોર્જ નૃપતિને પેખે, વિષ્ણુ અંશ જેઓ,
એવા આર્યનીતી એ નીપૂણ, વેદમાર્ગી તેઓ. ૧
પંચ માતને પંચ પિતરની, નીત્ય જ્યાંહાં પૂંજા,
વિર વિદુષને અઢાર વરણો, શ્રેષ્ટ ધર્મ ધાર્યા. ૨
પાલક શકિત વૈષ્ણવી કહાવે, તે નૃપતી પૂજાય,
વિશ્વ વિરાટનું અંગમાતૃભુ, સ્વમાતૃ તે કહેવાય. ૩
ઇશ્વરનું સ્થુલ સૂક્ષ્મ રૂપગણી, બેઉની ભકિત,
શ્રુતી શાસ્ત્ર અનુસરનારાની, અચલ રાજ્ય ભકિત. ૪
સ્વતંત્રતાના હીમાયતીઓ, મીત્ર ધર્મ કાજે,
ધર્મ નીતિબલ વડે સૈન્યના, બળથી વીરાજે. ૫

સ્વધર્મ જાણી આત્મ રક્ષણે, જ્યોર્જ નૃપ લડતા,
શત્રુ જર્મનો રાજ્યલોભી તે, રાક્ષસ છે ગણતા. ૬
શસ્ત્રકળા ને સૈન્ય સર્જી થઇ, ચઢી આવી નો ધાડ;
નોર્થ નિધીને લંડન ઉપર, બોંબ વડે વઢવાઢ. ૭
સુખે સુતાંતાં બાળક બાલુડાં, વૃદ્ધ ઉંઘે સ્ત્રી જન્ન;]
તે પર ઝેપ્લીનમાંથી માર્યા, બોંબ લાગી અગન. ૮
આત્મરક્ષણે ઉઠયા જ્યોર્જ નૃપ, ધાયા ગરીબનીવાજ;
સબલ શત્રુ સામે નિજ નૌકા, અજીંકય લઢવાકાજ. ૯
તીડ સમા તૂટયાં શત્રુ દળ, વિરના લીધા પ્રાણ,
જોઇ હીંદના તનુજો ઉઠયા, રાજ્ય ભકિતમાં જાણ. ૧૦

અઢાર વરણો હજાર નૃપતી, કરે જ્યોર્જને સ્હાય,
પાંચ લાખથી અધીક સૈન્ય તે, પશ્ચીમ દીશમાં ધાય. ૧૧
ધન ધાન્ય પુર ઔષધીને, વીવીધ સામગ્રી સાથ,
ચઢયા રેલગાડી અગ્નીની, ગનબોટે વીખ્યાત. ૧૨
અતી ઉપકાર બેલજયમકેરો છે, થોભાવ્યા રોકી,
સમય મીત્ર રાજ્યોને મલતાં, સજ્જ થયા શોખી. ૧૩

એક પાસથી બેલજ્યમ લડતા બીજી પાસ હીંદી,
જ્યોર્જ નૃપતિ સબળ થયાને, અટકાવ્યા ફંદી. ૧૪
પેરીસ પરનો ઘેરો અટકયો, ઝીતાયું નહીં ઇંગ્લાંડ,
લોભી શત્રુની સબળ ઇચ્છા, નિષ્ફળ થૈ ફકફાંડ. ૧૫
હીંદી રાજ પુત્રો ઉત્સાહે, આફ્રીકા ધાયા;
ખચ્ચર ઉંટ ઘોડાના સ્વારો, પાયદળ વીર આવ્યા ૧૬
હીંદી સૈન્ય સામગ્રી સાથે, મીત્ર ફ્રાન્સ મદદે;
જઈ લડતા બેલજ્યમ કેરી વિકટ માર્ગે સરહદે. ૧૭
ડાર્ડેનાલસમાં હીંદી લશ્કર. મેસેપોટેમ્યા માંય;
બસરાને બગદાદ આદીસ્થળ, તુર્કી સામે ધાય. ૧૮
શીયાળાની ઠકડતી જે, બર્ફ અને થંડી;
હીંદથી વીરૂધ્ધ હવા પાણીમાં, લડતા સહુ હીંદી. ૧૯
લીલા ક્ષેત્રમાં હરતા ફરતાં, તે રેતી રણ માંય;
રગદોળાયા રણાંગણે છે, જ્યોર્જ ભકતી પ્રકટાય. ૨૦
ઇરાન મસ્કત અખાત માંહે, મીસેપોટેમ્યા જાય;
સેલોનિકા, ઈજીપ્ત એડને, હીન્દી સૈન્ય સોહાય. ૨૧
તરસે ત્રફડી ત્રફડી ગયા જીવ, મળે ન જળરણમાં;
પ્રીતે હીંદવીર પોઢયા સદાની, ભકિતથી ઊંઘમાં. ૨૨
ક્રોસ આપીયા વીકટોરીયાના, વીરધીર પરખી;
કદર પીછાણી જ્યોર્જ નૃપતીએ, બ્રીટીશ રહ્યા હરખી. ૨૩
વંશ પરંપરા જમીન ખેતર, પેન્શન ધન ઇનામ;
હીંદીઓની ભકતી સેવા, પીછાની કદરદાન. ૨૪
સર્વ વાતથી સંપૂરણ સજી, સામગ્રીને સૈન્ય;
વરસે દોઢસો ટકા ખોટ ગૈ, થઇ હાનીને દૈન્ય. ૨૫
મરે તેમ તેમ પુર્યાં ગાબડાં, હીંદી સન્યના સાર;
કપડાં લત્તાં દારૂગોળા, સામગ્રી તે વાર. ૨૬
બ્રીટન હિંદને કેળવ્યું તેનું, ઋણ ફેંડયું રણમાં;
ઋણી કીધા બ્રીટીશ ને ભકિત, દાખી આ જુગમાં. ૨૭

શસ્ત્ર છીનવ્યાં તે પસ્તાવો, બ્રીટનને થાએ;
ચાર લાખને બદલે ચાળીસ, લાખ હીંદી લડતે. ૨૮
ખોટ સૈન્યની સેની જ્યોર્જને, જ્યાં તેત્રીસ કોટી;
કોપે ચઢીને દબાવી નાખે, દર સંખ્યા મ્હોટી. ૨૯
હતે કદી જો કારખાનું મ્હા, યુધ્ધ સામગ્રીનું;
એક જ્યોર્જ આખી પૃથ્વીમાં, પદ લેતે પ્હેલું. ૩૦
અખીલ દેશ જર્મન શત્રુના, સ્હેજ લેત લુંટી;
હતે હીંદમાં યુદ્ધ કેળવણી કે લેજ યુધ્ધ મ્હોટી ૩૧
જર્મન જેવા લોભીઓની, હીંમત ચાલત નહીં;
હીંદ પાંખને બ્રીટીશ જેવી, હતે કેળવણી આંહી ૩૨
ન્યાય નીતિને ધર્મરાજ્યની, સામે શકતે ન જોઈ;
સ્વતંત્રતાના હીમાયતીને, સુખ દાતાની કોઈ. ૩૩
બે બાહુથી બળીયા સઘળા, એક બાહુ નબળો;
નકી તેનું પ્રાક્રમ અડધું, કહેવાય ન સબળો. ૩૪
બે વફાઈની બીક ન રાખો, ઉપકારે ઉપકાર;
પ્રીતી સામું પ્રીતી તો ઉછળે, પ્રતીધ્વની એ સાર. ૩૫
પુત્ર થાય મ્હોટો ત્યારે દે, પિતા યોગ્ય અધિકાર;
પુત્ર પીતાનો પ્રીતી નીયમ એ, સાચો જગ વ્યવહાર. ૩૬
બંધ બખેડા કરે ન કોઈ, કોવાડે કાપે,
નીજ કરથી નીજ બે પગ એવા, હીંદી નથી થાયે. ૩૭
સ્વાર્થ અને સ્વતંત્રપણુંએ, સૌનું છે વ્હાલું;
ધર્મ ન્યાય વીચાર વીવેકે, અમૃતસમ પાળ્યૂં. ૩૮
આપ અને લ એ વ્હેવાર, જ્યોર્જ નૃપ રક્ષે;
નબળા ને સબળા કરવાને, પ્રયત્ન ભર લક્ષે ૩૯
અજીકય નૌકાબળ ઈંગ્લીશનું, સદા હીંદ કક્ષે;
બ્રીટીશ સૈન્યને અવર દેશના, શત્રુ ખાળી રક્ષે. ૪૦
શાંતી સુખમાં હીંદ પ્રગતી, ઈંગ્લીશથી કરતા;
તેને દગો તે કદી ન દેશે, મ્હોટા કહે વકતા. ૪૧

દુર્ગંણી ગાયને પુષ્ટી આપે, એ જગમાં છે રીત;
પાએ પ્રીતે પયસ્વીની પય, માનો એ ખચ્ચીત. ૪૨
સાહ્ય અમોને કરી ઉઠાડો, કયમ છોડી દઇ એ;
બાંય ધરે તેને ઉપકારે, સદા નમી રહીએ. ૪૩
બીક બાયલા જનની ઉપર, કરો નહીં વિશ્વાસ;
આપ સ્વારથી હીજડા કોદી વધે ન આગળ આસ. ૪૪
હીંદે તનમન ધન સામથી, ઓજ શકિતની ખ્હાર;
ઉઠાવ્યો ભકિત સ્વધર્મે, કર્યો શત્રુ સંહાર. ૪૫

---

## પરિશિષ્ઠ

ચીન–જાપાનની લડાઇ; બોરવોર; રૂશીયા–જાપાન લડાઇ; ફ્રાન્સ–જર્મન વોર; અને જગદ્વ્યાપી પ્રચંડ યુધ્ધ; રામાયણનું યુધ્ધ, રામ હનુમાન યુદ્ધ, રામ–લવકુશ યુદ્ધ, ઇત્યાદિ યુદ્ધો વિશે મ્હારી કાવ્ય રચના છે. તે સર્વ છપાવતાં, તેમજ મ્હારી આંખે દેખાતું નથી તેથી ઘણો ખરચ, તથા છપાવવાનો વખત જાય છે. તેટલા માટે અમે બધું છપાવી શકતા નથી. અને તે કાવ્ય છપાવવાનું ઇશ્વરાધીન રાખીએ છીએ. તેમજ લડાઇની વ્યુહરચના તથા બીજી બધી નોટસ (ટીપ્પણ) જનસમુદાયની આગળ તેમની જાણમાં લાવી શકતા નથી. ન્યુસપેપરોમાં અને ચોપાનીયામાંથી જે કાંઇ છપાયું છે તે જીજ્ઞાસુઓએ તે તે સમયના ચોપાનીયાઓ ને પેપરો કાઢી વાંચી જોવાથી ખુલાસો થશે. આટલી મોટી ઉમરે માથે ચોપડીઓનો ટોપલો લઇ કાંદા બટાકાં વેચનાર ઘાટીની માફક 'લો રે મારા કાવ્યો' એમ કહી પૈસાવાળાની ખુશામત કરવી અને લાગવગ લગાડવી એ વિદ્વાને લાંછન લગાડવા જેવું છે. તેમજ જાહેરમાં ભાષણ આપવા વિગેરે બની શકે તેમ નથી. તેથી હમારા પુસ્તકોનું વેચાણ પણ ઇશ્વરાધીન રાખીએ છીએ.

કારણુ કે લોકોને એવાં પુસ્તકો વાંચવાની જરૂર લાગતી નથી. અને કમીશન એજંટો પચીસ પચીસ ટકા વેચવા બદલ કમીશન માંગે છે. તેમજ આગળ બીજાં વેદાદિ ઉપયોગી ધર્મનાં ટ્રાન્સલેશનો કરવાં મોકુફ રાખીએ છીએ. જો કે, ઉન્નતિનો મુખ્ય માર્ગ ધર્મનીતી ન્યાય સત્ય સમજી સંસાર સુખ વૈભવ ઇત્યાદિ સુધારણા અને ઉન્નતિ એવાંજ પુસ્તકો વાંચવાથી મન નિશ્ચયાત્મક બને છે. છતાં તે પ્રસિદ્ધ કરવા હામ, દામ અને ઠામની જરૂરીયાત પુરી પાડવી ઈશ્વરાધિન છે. "હમ કુચબી કુચછ કરેંગે" એ સિદ્ધાંતને અનુસરી હમારા ધર્મ, દેશ અને જનમંડળ વિશે હમારાથી બનતો પ્રયત્ન દેહાવસાન સુધી કરતાં રહીશું, એવી અમારી ઇચ્છા આ જગતૃનિયંતા પુરી પાડો એવી અમારી તેના પ્રત્યે પ્રાર્થના છે. ઇત્યોમ.

---

## યુરોપનાં મહાન રાજ્યોની લડાઈ.

પ્લેગ, લડાઈ, દુષ્કાળ, આગ વીગેરે આખી પૃથ્વીપર મહાન ઈશ્વરના કોપની શીક્ષા તરીકે ગણાય છે. આ ૧૯૭૦ નો શ્રાવણ માસ અને ૧૯૧૪ નો આગસ્ટ માસ પાશ્ચીમાત્ય પ્રજાનાં લોહીની રેડારેડની શરૂઆતનો ઠર્યો છે. ઇતિહાસ માટે ન્યુસપેપરો અને પંચ વાયકાની નોંધ લીધી છે. જે નીચે મૂજબ છે.

આસ્ટ્રીયાના રાજ્ય લોભથી સરવીયનો તાબે રાખવા માટે રાજ્ય પ્રપંચ રચનારા ઓસ્ટ્રીયન અમલદારોને લીધે સરવીયન પ્રજા ઉશ્કેરણીમાં આવી જે મહેલમાં પાટવીકુંવરનો પલંગ, ખાવાની જગા, જવા આવવાના રસ્તા અને ચકલાની નાકે બંદી કરી શરવીયન ખુનીઓએ છુપી રીવોલ્વર ડાયનેમીટ અને બોંબ ફેંકવાનું કાવતરૂં રચ્યું. બોંબ નીષ્ફળ ગયા અને રીવોલ્વરવડે પાટવીકુંવર અને રાણીના પ્રાણ લેવામાં આવ્યા. ખુની અને કાવત્રાંખોર પકડાયા. આખી દુનિયામાં મરનાર નિર્દોષી જોડા તરફ દયાની લાગણી ફેલાઇ. ઓસ્ટ્રીયાના વૃદ્ધ સમ્રાટે સરવીયાને

અલ્ટીમેટમ મોકલ્યું કે, "ખુનીઓને હમારે સ્વાધીન કરો અને અમુક શરતો સ્વીકારો. સરવીયાએ સંતોષકારક જવાબ ન આપ્યો તેથી સરવીયાને તાબે કરવા માટે લડાઈ જાહેર કરી. જર્મની સામેલ થયું. સરવીયાનો પક્ષ ફ્રાન્સે લીધો. એટલે જર્મનોએ ફ્રાન્સ સાથે લડાઈ જાહેર કરી. જર્મનીના અને ફ્રાન્સના મુલ્કની વચ્ચે બેલજયમ આવેલું છે. જર્મનીએ બેલજીયમને કહાવ્યું કે હમને તમારા રાજ્યમાંથી ફ્રાન્સપર ચઢાઇ કરવા જવા દો. બેલજયમ રાજાએ ટ્રીપલ એલાયન્સ યાને બેલન્સ ઓફ પાવર રાખવા ઇંગ્લાંડે વચન આપેલું તેથી જર્મનીને રસ્તો આપવા ના પાડી તેથી જર્મનીએ બેલજીયમ ઉપર પણ હલ્લો કર્યો અને બેલજીયમને બચાવવા જર્મની, આસ્ટ્રીયા સાથ ઈંગ્લાંડે લડાઇ જાહેર કરી અને દરેક મહાન રાજ્ય સાવધ થઇ લડાયક તૈયારી કરી પોતાનો સ્વાર્થ મોભો, વ્યાપાર, લાલચ, લોભ પુરાં કરવાં તેમજ વચન પાળવા મદદ કરવાને પોતાના મિત્રો સાથે મળી લડાઈ કરી.

| | |
|---|---|
| ૧ જરમની ૫૫ લાખ લશ્કર. | ૧ સરવીયા. |
| ૨ આસ્ટ્રીયા. | ૨ ફ્રાન્સ. |
| ૩ ટરકી. | ૩ ઈંગ્લાંડ. |
| | ૪ રૂશીયા. |
| | ૫ બેલજીયમ. |
| | ૬ જાપાન–ચીન. |
| | ૭ હીંદુસ્થાન. |

લોભીયા લુટ કરવા અને શુરવીરો 'War 'Prise' (લડાઈના ચાંદો) મેળવવા વ્યાપારી વ્હાણો પકડવા લાગ્યા.

જ્યાં ત્યાં માર્ગનાં નાકાં, કીલ્લા, રેલ્વે નદી પુલો, બારાઓ, બંદરો, મોટાં શહેરો, ફ્રંટાયરો સરકારી મકાનો, ઉપર સખત ચોકી પ્હેરા રાખવામાં આવ્યા સ્વદેશના રક્ષણ માટે, સમુદ્રયાનના રક્ષણાર્થે, ખાધા ખોરાકી, અશબાબ, દારૂખાનું શસ્ત્ર, તંબુ, તાર, રેલવે, વીમાન, બાઇસીકલો, મોટરો, વ્હાણો ગાડી અને ગાડાંની ધમાલ, ચાલવા માંડી. દરીયામાંની લાઇટ હોલવી નાંખવામાં આવી.

બ્રીટીશ સમ્રાટે બ્રીટીશ રાજ્યનું અનુપમ સર્વથી શ્રેષ્ઠ ભાષણ રવાને થતા સૈન્ય પ્રત્યે કર્યું. તેમજ અર્લ કીચનેર વોર સેક્રેટરીએ હરેક સોલજરને Excess સ્રીસંગથી થતા રોગ તથા દારૂ લુંટથી દુર રહી બ્રાટીશ સોલજરનું નામ દીપાવવા માટે જાહેરનામુ બહાર પાડ્યું. (પ્રગટ કીધું) તે પણ સમ્રાટના ભાષણ જેવુંજ મહત્તા ભર્યું હતું. આયરલેંડનો સ્વરાજનો ખરડો, અલસ્ટરનો પ્રતીપક્ષ એ બંને દૂર મુકી ઇંગ્લાંડ, સ્કોટલાંડ, આયરલેંડ, અલસ્ટર વાસી, હીંદીઓ આફ્રીકા આદી સંસ્થાનવાસીઓ અમેરીકનો સર્વ એકે અવાજે વફાદારીથી રાજ્યભક્તી દરસાવી સમ્રાટની આજ્ઞાનુસાર વોલંટીઅર થવા અને શાંતી સુલેહ જાળવી રાખી શત્રુની સામે લડવા ભક્તી બતાવી તેમજ દેશી રાજાઓએ પોતાની અંગત સેવા સૈન્ય ખજાના સાથે શત્રુ સન્મુખ વીદેશમાં લડવા જવા તૈયાર થયા.

પોપ સલાહ શાંતીના ઉપદેશ આપવા જતાં નાસી પાસ થઇ મરણ પામ્યો આ ઇશ્વરી બનાવજ ગણુવો.

જર્મની અને ઇંગ્લાંડના રાજાઓએ પોત પોતાનાં સૈન્ય ને ઉપદેશ અને વીદાય કરતાં ઇશ્વર તમને વિજય આપો એવાં વચનથી બંને રાજાઓ ઇશ્વરના અસ્તીત્વ ઇશ્વરની સ્હાય માનનારા છે. સઉએ આખી પ્રજાને અનુકરણ કરવા યોગ્ય આઇડાયલ (આદર્શ) અને પ્રજાના સત્વસાર રૂપ રાજા છે.

પરદેશની આયાત નીકાસ બંધ થવાથી જાહેરનામું પ્રગટ થયું કે જે વેપારી ખોરાકીના માલની કીંમત ઠરાવેલા ભાવ કરતાં વધારે લેશે તેને ગુનેગાર ગણુવામા આવશે તેમજ જથાબંધ માલનો કબજો સરકાર પોતાના સ્વાધીનમાં લેઇ સસ્તે ભાવ વેચશે.

સેવીંગ બેંકમાંથી લોકોએ નાણા ઉપાડવા માંડયા. તેથી સરકારે જાહેર કર્યું કે સરકારી બેંકોનાં નાંણા તુરત બંધ કરવા માટે કાયદો ઘડવાનો સરકારનો ઇરાદો નથી.

સોનાના ભાવ વધી જવા માંડયા. અને હીંદમાં સોનાનું ચલણ બંધ થવા જેવું જણાયું અને નોટોના વટાવ લેવા માંડયા

તેથી વટાવ લેનારને અને નોટો લેવા ના પાડનારને સરકાર સીક્ષા કરશે સરકાર પાસે પાંચ કરોડ રૂપીયા શીલ્લીક છે.

જો કોઈ રેલવે લાઇન વીગેરે પર ત્રણ વખત કહ્યા છતાં બોલે નહીં તેને ગોળીએ ઉડાવી દેશે.

સરકારની વ્યુહ રચના, બાંધકામ, સ્ટેટીસ્ટીકસ, સૈન્યનું હલન ચલન આદીની વીગત રૈયતે ગુપ્ત રાખવી.

શત્રુ સાથ વેપારની ભાગીદાર કંપની સાથે વેપાર કરવા તથા માલ આપવા લેવાની બંધી છે.

શત્રુના કોનસલો લડાઇ જાહેર થતાં સ્વદેશ ગયાં. વોલંટીયરોને પત્ર લખી બોલાવ્યા અને સીખ સીપાઇ હોસ્પીટલ ફંડ, વાઇસરોય તથા પ્રીન્સ ઑફ વેલ્સ ફંડ કાઢયાં તેમાં રકમો ઉઘરાવી આપવા લોકોએ મદદ કરવી.

શેર અને નોટના ભાવ સટોળીયાઓ ગગડાવી દે માટે શેર બજાર બંધ થયાં.

જરમનો જે મુંબઈમાં રેતા હતા તેમને એક અમુક જગાએ નજર કેદ કર્યા.

ત્રણ દીવસ નાઇટ ટ્રેનો બંધ રહી. જરૂરને પ્રસંગે આઠ દીવસમાં મુંબઇ ખાલી કરવા ટ્રેનો દોડાવવામાં આવશે એમ ધારવામાં આવે છે.

ગુપ્ત રીતે બ્રીટીશ લશ્કર ફ્રાન્સને મદદ કરવા સહીસલામત ઉતરી ચુકયું. અને કંઈપણ હોનારત થઈ નથી. એ બ્રીટીશ રાજ્યનીતીની ખુબી છે.

ખાડીમાં કીલ્લાનો આશ્રય લઈ પડેલી જરમન સ્ટીમરો અને પાણીમાં તાર નાંખતી અને બોંબ નાંખતી સ્ટીમરનો બ્રીટીશોએ નાશ કર્યો અને કાફલાને થોભાવી અટકાવી રાખ્યો એટલે હવે દરીયામાં આઝો ભય રહયો નથી.

સરકારે સોનું વીલાયત સીક્કા પાડવા મોકલ્યું. તે ઉપરથી વેપારીઓને બ્હાનું જડતાં સોનાનો ભાવ ઘડકાવી દીધો. તેથી રૂપીઆ અને નોટપર મોટો વટાવ માગવા વેપારીઓએ લાગ જોયો.

યુદ્ધના ખરચનો અડસટો ૫૪૦ કરોડ પાઉંડનો અડસટવામાં આવે છે.

ડાકટરો, તાર માસ્તરો, મજુરો, ઇંજનેરો, પોસ્ટલકલાર્કનો ઉપયોગ વધી પડયો. છુપી અને ગુપ્ત પોલીસ તેમજ નૌકા અને વેપારી વ્હાણો માટે મજુરો અને માણસોની જરૂર પડી. એકસ્ટ્રા હેન્ડસ લાવવા પડયા.

જરમન રાજ્ય નાણાની તંગીમાં છે. એમ અનુમાન થાય છે. ઇંગ્લાંડની આંટ જબરી હોવાથી અમેરીકનોએ કરોડો પાઊંડ ધીરવા માંગણી કરી.

વિદ્વાન, કલાવાન, ઉદ્યોગી, ધનવાન, યુદ્ધવ્યુહરચનાવાન કવાયત પામેલું બેલજ્યન પોતાના પહેલા નંબરના સર્વ કીલ્લા, રાજધાની અને રાજા સ્વતંત્રતા ગુમાવી ભરવાડની ડાંગના સપાટાના ભયે જેમ મેંઢરાં ન્હાસે તેમ ઇંગ્લાંડ, ફ્રાન્સ રૂશીયા, હીંદ, જાપાન, સરવીયા, કેનેડા, ઓસ્ટ્રેલીયા, આફ્રીકાનાં નેટલઆદી સંસ્થાનો વીગેરેની સંપૂર્ણ મમતા અને સાહ્ય છતાં માત્ર જર્મનોની ક્રુપ કંપનીના કારખાનામાં બનાવેલી 'સીજગન' મ્હોટા મ્હોટા કીલ્લા તોડી પાડવાની તોપ ચચ્ચાર ગોળાથીજ 'લીજનો' કીલ્લો લેવાયો એવી છે. તેથી બેલજીયનો હારી ગયા (vide the Gujrati A weekly paper of Bombay) આવી મોટી તોપો કે જે રેલના પાટાપર ચાલે છે તેવી મ્હોટા મ્હોટા લશ્કરીઓએ પણ અગાઉ જોઇ ન હતી. આ જર્મન ઇંજનેરોની નવી શોધ છે. પાયદળનો હુમલો લઈ જવામાં ખોદેલી ખાઈ અને રક્ષણ કરવાને તથા શત્રુ સૈન્યને છીન્ન ભીન્ન કરવાને ઘણીજ ઉપયોગી એટલે ખરાબી કરી માણસના કચ્ચડઘાણ કાઢનારી સંહાર શકતી છે. એ

શીવાય 'કવીકગન્સની' તોપો કે જેમાં શાર્પનેલ ગોળી ઉપયોગી થઇ પડે છે. તેવી ભીન્ન ભીન્ન વ્યાસની તોપો છે (ગુજરાતી ન્યુસમાં જુઓ.)

નાની મશીનગન્સ કે જેમાંથી એકી વખતે ઘણી ગોળીઓ છુટે છે. નજીકથી એકદમ ઘણા શત્રુઓને મારવા માટે આ તોપો કામમાં આવે છે.

હોર્સ આર્ટીલરી અને ફીલ્ડગન્સ આ જાતની તોપો છે. ફીલ્ડઆર્ટીલરી હોવીટઝારો આ તોપો હલકી અને સ્હેલાઈથી ખેંચાઇ શકે એવી છે.

હેવી હેવીટઝર્સ આ તોપો મોહાની છે અને ૫૦૦ રતલી ગોળા ફેંકે છે.

હેવી તોપખાનું, પાહાડી તોપખાનું, લડાયક વહાણોની તોપો વિગેરે ઘણી જાતની તોપો છે.

સર્વ હાલના સુધારાઓ શાપરૂપે મનુષ્ય માત્ર ઉપર છે. આને necessary evil કહે છે. ક્ષત્રીઓ એટલે સૈન્ય વર્ગ શસ્ત્ર જોરે, દ્રવ્યના જોરે વૈશ્ય વર્ગ, પ્રાચીન કાનુનોવડે વીદ્વાન વર્ગ, આખા જગતના દેશ રાજ્ય વૈભવ, વ્યાપાર લક્ષ્મી ઉદ્યોગ વીગેરે એક હથ્થે કરી તેમનાં શસ્ત્રાસ્ત્ર હરી લેઇ અને આજીવીકા હરી લેવાનાં સાધનરૂપે નૈસર્ગીક હકક છીનવી લેવા માટે આવા દુષ્ટ હથીઆરો જર્મન જેવા વાપરે છે હું એકલોજ આખી પૃથ્વીનો માલીક ઇશ્વર છું આ વીચારે નીતી ન્યાય ધર્મને રગદોળી નાંખવાની રીતી ધીક્કાર પાત્ર હોય તો તેમાં શી નવાઈ!!!

લીજ, નામુર, એંટવર્પના કીલ્લા જર્મનોએ લીધા. પણ તેમની ખુહારી ઘણી થઇ. બેલજીયન પ્રજા હથીઆર આપી દેતી નથી. દુશ્મનનો કાયદો માનતી નથી. અને બેલજીયન લશ્કર અંગ્રેજી, ફ્રેંચ, હીંદી લશ્કર સાથ મળી 'ઐન' નદીપર ૨૭૫ મૈલના વિસ્તારમાં પસરતુંજ જાય છે. અને જર્મનોને મારી હઠાવે

છે. જર્મનીનો રાજા વારંવાર પાર્લમેન્ટમાં મુર્છીતથાય છે. એવું તા. ૨૫મી અકટોબર ૧૯૧૪ના 'સ્વતંત્ર' નામના પત્રમાં છે. ઘરડા અને હલકા બીન કેળવાયલા અને બરાબર વયે નહીં પોચેંલાને પણ હવે જર્મનોએ સૈન્યની ભરતીમાં દાખલ કરવા માંડયા છે. ગામડીઆઓ ગોળી છોડે છે ત્યારે જર્મનો તેમનું શહેર બાળી મુકે છે અને લુંટફાટ ચલાવે છે. કર ન આપે તો પણ લુંટે લડાઇનો ખર્ચ ન આપે તો પણ લુંટે છે અને એંટવર્પમાં લોકોને ફરી વસવા માટે આગ્રહ ફરજીયાત હુકમ કરે છે. ભાગ્યે એંટવર્પમાં શાંતી પથરાય એમ લોકો ધારે છે. અને ફરી લડવા તૈયાર થાય તે બદલ જર્મનીને ધાસ્તી છે.

પરાધીન સુખ સ્વપ્ને નાહી.

---

## અંગ્રેજી રાજ્યનું બંધારણ.

જેવી રીતે કોઇ શહેરમાં રૈયત તરફના મેમ્બરો (સભાસદો) મ્યુનિ. ઇલેકશન (ચુંટણી) વખતે ચુંટાય છે. તેમજ પ્રજા પોતાની તરફના માણસને મેંમ્બરો તરીકે ચુંટી કાઢે છે. એવી રીતે પાર્લામેન્ટમાં સર્વ મળી ૫૬૦ મેંમ્બરો ચુંટાય છે. એ સભા કાયદાઓ ઘડેછે અને લડાઈ કે સલાહ કરવી તે વિષય,ખરચના અડસટા(બજેટ) મંજુર કરે છે. રાજમાં અંધેર વહીવટ હોય તો તે બદલ રાજાના મુખ્ય પ્રધાનને રૈયતના મેમ્બરો સવાલ પુછી ખુલાસો માંગે છે હુકમ કરે છે અને રાજ્ય વહીવટ ઉપર ટીકા કરે છે. પાર્લામેન્ટના હુકમનો અથવા કામદારોનો વહીવટ અને અમલ રાજા તથા રાજાના પ્રધાનો વિગેરે કરે છે. દરેક હુકમ અમલમાં લાવવા માટે રાજાની સહી અને સિકકો જરૂરના છે. મુખ્ય પ્રધાનના હાથ નીચે ઉપ પ્રધાન એટલે દરેક ખાતાના સેક્રેટરીઓ નીમાય છે. જેવી રીતે પેશ્વાના રાજમાં 'અષ્ટ પ્રધાન'નું મંડળ હતું અને તેની સલાહથી

રાજ્યવહીવટ કરવામાં આવતો હતો. રૈયતની પાસે કર ઉઘરાવી અથવા લોનો કાઢી પૈસા ભેગા કરવામાં આવે છે અને તેમાંથી રાજ્યનો ખરચ ચાલે છે. લોન કાઢવી એ પ્રજાને માથે દેવું કીધેલું હોય છે અને તે દેવું ભરવાને ભવિષ્યની પ્રજા પાસેથી પૈસો લઈ દેવું વાળવામાં આવશે એવું વચન આપેલું હોય છે. રાજ્યમાં નીચે પ્રમાણે ખાતા હોય છે.

(૧) રાજાનો ખાનગી સેક્રેટરી એટલે ઉપપ્રધાન.
(૨) ખજાનાનો સેક્રેટરી.
(૩) હાથ નીચેના રાજ્યોના સેક્રેટરી.
(૪) અન્ય રાજાઓની સાથે કોલકરાર લડાઈ વિગેરે કરવા માટેનો સેક્રેટરી.
(૫) હિસાબ ખાતાનો સેક્રેટરી.
(૬) ટેમ્પરરી એટલે થોડા વખત સુધી કામ ચલાઉ ખાતાં જેવાં કે, વોર સેક્રેટરી, ફીલ્ડમાર્શલ, એડમીરલ, વિમાનખાતાનો ઉપરી, દુષ્કાળ અને વસ્તી પત્રકનો સેક્રેટરી, હુલ્લડ વખતના માજીસ્ટ્રેટો.
(૭) રેલ્વે અને ટપાલખાતાનો ઉપરી.
(૮) લોકોની સુખ શાંતી ખાતાનો સેક્રેટરી.
(૯) પ્રત્યક્ષ પોલીસ, છુપી પોલીસ, ગુપ્તચારોનો સેક્રેટરી.
(૧૦) સવાર ખાતાનો ઉપરી.
(૧૧) કાયમ લશ્કરનો ઉપરી.
સ્વદેશની અંદર ચર અને અચરનો ઉપરી.
(૧૨) વેપારખાતાનો ઉપરી.
(૧૩) નાણા ખાતાનો ઉપરી (કરન્સી અને મીન્ટ)
(૧૪) દારૂગોળા બનાવવા, ભરી રાખવા, અન્નાદિ સામગ્રી ભરી રાખવી તેનો સેક્રેટરી.

(૧૫) ઈજનેર ખાતાનો સેક્રેટરી.

કીલ્લા બાંધનાર, પુલ બાંધનાર, મહેલ બાંધનાર, રસ્તા બાંધનાર, માપણીખાતું, રસ્તા સાફ કરનાર, જલાશયો બાંધનાર, (પાણી ખાતું) નહેર નળ વિગેરે બાંધનાર. તોપ ગોઠવવી વ્યુહ રચનાઓ કરનાર, કવાયતો શીખવવી.

(૧૬) કેળવણી ખાતું.

ઇન્જીનીયરીંગ, લડાઈ, તાલીમખાતા, હુન્નર, વ્યાકરણ ભાષા, ગણીત, સાયન્સ, અને આર્ટ, દરીયાઈ કામ શીખવનારી, દુનિયાના રાજ્યોના નિયમ અને કાયદા શીખવનારી.

(૧૭) જંગલખાતું કોલેજો.

વિગેરે વિગેરે અનેક ખાતાઓ અને તેના સેક્રેટરીઓ નીમાય છે અને તેના હાથ નીચે પરદેશનું રાજ્ય ચલાવવા માટે વૉઈસરાય અને કમાન્ડર ઇન ચીફ, ગવર્નરો; કમીશનરો કલેકટરો, જડજ ખાતાઓ, ઇસ્પિતાલો, ધર્મ ખાતું, વિગેરે વિગેરે હોય છે. મામલતદાર, તલાટી, પોલીસપટેલ, સીપાઈ સપરા અને ખેપિયા. જેને વધારે માહીતી જોઇએ તેને ઇન્ડીયન એડમીનીસ્ટ્રેશન રીપોર્ટ નામની બુક જોવી.

(૧) લેન્ડ ફોરસીસની પાયરીઓ.
(૨) સૈન્યની ગોઠવણી.
(૩) સૈન્યના ખાતા.
(૪) વહાણ બાંધવાના તથા નૌકાસૈન્ય ગોદી, ઠકકો, પુલ, ભુપ્રદેશ.
(૫) કોયલાના વેપારના મથક, નાકાં.
(૬) દરિયાના બેટમાં છુપાવી રાખેલી યુદ્ધ સામગ્રી.
(૭) પાણી રોકવાના ને છોડવાના દરવાજા.
(૮) પર્વતની ખીણ સાંકડા રસ્તા અને જંગલો.
(૯) નૌકા સૈન્યની રચના
(૧૦) ટેલિફોન, વિમાન અને વાયરલેસ ટેલીગ્રાફ.

(૧૧) તાર કંટકજાળ.
(૧૨) જળમાં સુરંગ.
(૧૩) વિદ્યુતયંત્રો.
(૧૪) જળમાં વિદ્યુતના તાર અને સ્ફોટક.
(૧૫) બંદરમાં પેસવાના માર્ગોમાં બોયાં, સ્તંભ, દિવા, દિવાદાંડી તથા નિશાનીની ભાષાઓ, ઘંટ, રણસીંગડાં.
(૧૬) ભૂમિ પરથી સૈન્યને ઉરાડી મૂકવું.
(૧૭) રક્ષક રેલ્વે, સૈન્ય તથા સામાન લઇ જવા લાવવાને મોટર ટ્રામ, ગાડાં, ખચ્ચર, ઊંટ, બળદ, ભેંસ, પાડા વિગેરે. બકરાં ને મરઘાં. ડ્રેસ, બેડીંગ.
(૧૮) ઋતુ.

હાલમાં જે ઇતિહાસ શીખવવામાં આવે છે તે જાણે છોકરાઓ સમજાવવાની ચકલા ચકલીની વાત હોય અને પોતાના દેશના વીર પુરૂષો અને રાજાઓના ભાટ ચારણ અને સ્તુતિ પાઠક ફેર થઈ ખોટી બડાઇ મારી ખુશ કરવા માટેની વારતાઓ તેમાં છે પણ તેમાં વ્યાપારની વિગતો, વ્યુહ રચના, યુધ્ધ સામગ્રી હારજીતના કારણો વિગેરેથી રૈયતને ઉત્તમ પ્રકારની વિજયશાલી તાલીમ માટે એવું કાંઇ પણ લખવામાં કે શીખવવામાં આવતું નથી. કોલેજોમાં પાંચ પચાસ ભાષાઓ શીખવવામાં આવે છે અને તે ગ્રામર સ્કુલો જેવી કે આકાશના તારા ગણનાર એસ્ટ્રોનોમરના જેવા કુવામાં પડનાર અથવા તો વેદપાઠક વેદીયા ઢોર જેવા વિદ્યાર્થીઓ તેમાંથી નીપજે છે. આજકાલની વિદ્યા તો વિદ્યાર્થીઓ પાસે પૈસા કઢાવી ગુરૂઓએ મોટા મોટા પગાર લેવા અને પુસ્તકો વિગેરે ખરીદ કરવાના પૈસાની લુંટ અને પરીક્ષાઓ હદપારની છે. વિદ્વાનોની સભા ખરખુશામતીયા અને રાજ્ય કારભારીઓની બનેલી હોય તેના કરતાં વિદ્યાગુણાદિથી સ્પષ્ટ વકતા, સત્ય ઈશ્વર અને ન્યાય નીતિને ધારણ કરનાર મનુષ્યોની બનેલી હોવી જોઇએ.

જીતેલી પ્રજાને કેવી રીતે હેરાન કરવી તે બેલજીયનસ ઉપર કૈસરના કાવાદાવા તથા બાંધકામો કરવા અને તોડી પાડવા અને લોકોને સાહિત્ય વિનાના કરવા એથી સમજાઇ આવશે કોઇ પ્રજા એકવાર જીતાઇ એટલે ફરી ઉઠી ન શકે અને નષ્ટ થઇ જાય તેવી રીતનું રાજ્ય બંધારણ કરવામાં રાજકૃત્રિમિ પુરૂષોનું મન હંમેશ રોકાયલું રહી વિવિધ પ્રકારના નિયમો ઘડવામાં આવે છે જે પ્રમાણે એક સિંહને એક મોટો ખાડો ખોદી તે ઉપર એવાં ઢાંકણો બનાવી દીધાં હોય છે કે સ્હેજ ધોકો પ્હોંચતાં તરતજ નીચે ઉંડા જળમાં તે પડી જાય અને હાડકાં કુટઇ જાય એ સિંહને લલચાવવા માટે તે ખાડા ઉપર એક સુરક્ષિત પાંજરામાં બકરૂં રાખેલું હોય છે તે ઉપર સિંહનો કુદાકડો ને ભાર આવવાથી સિંહ ખાડામાં પડી જાય ત્યારબાદ તેને ભુખે મારી નખ અને દંષ્ટ્રા કાઢી લેવામાં આવે છે. મોઢામાં કાંટાની લગામ ઘાલી હાથ પગ બાંધી લેવામાં આવે છે. એટલે તે કાંઇ કોઇને જડબામાં પકડી શકતો તેમજ થાપડ મારી શકતો નથી. તેને માત્ર સ્હેજ સાજ કંઇ ખાવામાં આપે છે અને વશ કરે છે. તે પ્રમાણે જીતાયલી પ્રજાને ક્રુર પાપી રાજાઓ દુઃખ દે છે. પોતાનું રાજ્ય કદાપિ નષ્ટ થવાનું નથી એવું અભિમાન ધરાવે છે. એટલું કર્યાં છતાં પણ ઈશ્વરની કૃતી અજબ છે. રાજ્ય વિસ્તારવાળું હોવાથી પોતાના દેશના અને સગાના ઘણા માણસોનું સૈન્ય રાખવામાં આવે છે. એ સૈન્યને દૂર દેશ મોકલવું પડે છે તેમજ રાજ્યના અધિકારીઓને દૂર મોકલવા પડે છે. અને તેઓને વાંદરાંઓના કૂદાકડાની પેઠે આ ગામથી પેલે ગામ દોડવું પડે છે તેથી કરીને બાયડી છોકરાંઓને વિદેશમાં સાથે લઈ જવામાં આવતા નથી. પોતાના દેશમાં સ્ત્રી બાલકો રહે પોતે દૂર દેશ રહે તેથી કરીને તે રાજ્યમાં સ્વદેશમાં સ્ત્રીઓ વ્યભિચારી ઉઠે છે પુરૂષો પરદેશમાં વ્યભિચારી ઉઠે છે અને બાળકોને યોગ્ય શીક્ષણ મળી શકતું નથી. તેથી પ્રજા વર્ણશંકર ઉઠે છે. ધાસ્તીમાં રોપાયલા બીજમાંથી નીડર, નીઃશંક, વીર અને બ્રહ્મચારીઓ નીપજવા અશક્ય છે તેથી તે રાજ્ય

સ્હેજમાં નષ્ટ થઈ જાય છે એટલામાં એકાદ બળવાન શત્રુ પ્રજાની નિર્બળતા જોઈ તેનું રાજ્ય બથાવી પાડે છે. એટલા માટે મોટા રાજ્યો જરૂરના નથી. નાના નાના રાજ્યોમાં પણ વારંવાર લડાઈ કરવાંની ટેવ હોય તો તે રાજ્યો સ્હેજમાં નષ્ટ થઈ જાય છે. માટે સ્વદેશ રક્ષણ પુરતુંજ સૈન્ય રાખી તકરારોનો ફેંસલો નિષ્પક્ષપાતથી પંચની મારફત કરી તકરારનો નિવેડો કરવો. લડવાથી બન્ને પક્ષ નિર્બલ થઈ જાય છે અને એક ત્રીજોજ પક્ષ બળવાન થઈ પડે છે. એ સાર ટુંકમાં આ જર્મન યુદ્ધના વર્ણનથી સમજાઈ આવશે.

વૈદિક માર્ગનું જ્ઞાન ન હોવાથી એટલે કે આ જગત ચલાવવાની દોરી-સામાન્ય શુદ્ધ ચૈતન્ય જે નિરપેક્ષ છે, કર્મ ફલનું દાતા છે, સર્વ શક્તિમાન છે, સત્વ સુખમય છે, તેને વિસારી અહંભાવવડે કરીને આખા પૃથ્વીનું ઐશ્વર્ય, સત્તા પછી તે રાજ્ય, બંદર અથવા નાકાની, આરમારની, વિરત્વની, ધનની, કે વ્યાપારની કે પોતાનો વ્યાપાર સર્વત્ર ફેલાવવાની ઇત્યાદિ ઇત્યાદિ રજોગુણાત્મક પ્રવૃત્તિ ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની અમેરિકા ઇત્યાદિ મહાન રાજ્યોની બાજાને દાબી દઈ, પોતે ધનાઢય થવાના લોભને લીધે તથા અહંભાવવડે ચાલી રહી છે. ખૂનખાર લડાઈઓ અને સૈન્યના વધારાપર વધારા અને નવિન નવિન દિન દિન પ્રત્યે જીવ લેવાના શાસ્ત્રિય સાધનો અને સૈન્યો પાછળ બુદ્ધિનો દુરૂપયોગ કરવામાં આવે છે. ગરીબને શસ્ત્રાદિ સાધનવડે દબાવી પોતે પલંગ પર મોતી લટકાવી વૈભવ સુખ મેળવવું એ ભાવિ જન્મમાં નારકીય સ્થિતિ મેળવવાને નોતરૂં દોયને એવું લાગે છે.

૧ ઇંગ્લાંડની પ્રવૃત્તિ આખી પૃથ્વીમાં પોતાનું અપ્રતિહત નૌકાબળ કાયમને કાયમ રાખી પોતાનો માલ આખી દુનિયામાં ખપાવી કોઈને વ્યાપારમાં ફાવવા ન દેવાનો છે.

૨ ફ્રાંસને કળા કૌશલ્ય, યુદ્ધની નિપુણતા અને વીરત્વ આખી પૃથ્વીમાં સ્થાપન કરવાની આકાંક્ષા છે.

૩ જર્મનીને સાર્વભૌમ થવાની મહત્વાકાંક્ષા છે અને તે પણ સૈન્યનો વધારો કરતું જાય છે.

૪ અમેરિકા અને જાપાનને યંત્ર તંત્ર. ઈત્યાદિવડે આખી પૃથ્વીનો પૈસો ખેંચી ધનાઢય થવાની આકાંક્ષા છે.

મોઁડે મોઁડે સલાહ સલાહના બણુગા ફુંકે છે અને એવું કહેવામાં આવે છે કે, હમારા દેશ પર કોઇ ચઢાઇ કરી હમારા સાધનની ખાત્રીનો લાભ લઇ, હમોને પરતંત્ર કરી હથિયાર ખુંચવી લે, અને કેદીની માફક ચલાવે નહિ અને હમારૂં ધન, ઐશ્વર્ય, વ્યાપાર ખુંચવી લે નહિ એટલા માટે હમે સૈન્યનો વધારો કરતા જઇએ છીએ અંદરખાને તો અવિષ્ટપણું અને પરાયું ધન શસ્ત્રો મેળવી સદાને માટે પોપટની પાંખો તોડી નાખી તેના પગમાં જંજીર નાખી પાંજરામાં પૂરવાનું કર્મ કરી પોતે ધનાઢય અથવા સત્તાધીશ થવું એ મતલબ જણાય છે. એવું ઘણાકોનું માનવું છે અને તે પત્ર પત્રિકાદ્વારાઓ દેશ દેશના લોકો ખુલ્લી રીતે જણાવે છે. વર્તમાન કાળમાં જર્મનીએ દિવાળી કરવાને બદલે હોળી સળગાવી અને તે હોળીનો તાપ અને પરિણામ અખિલ ભુ મંડળમાં દિનપર દિન મોંઘવારી રૂપે થાય છે એનો અર્થ એ છે કે જીંદગીને જોઇતી અગત્યની વસ્તુઓ વાવવાને બદલે, રબર, અફીણુ કપાસ વિગેરે જે ઘણી જરૂરીઆતની ચીજ નથી એટલે કે મોજ શોખની (Luxury of life) ચીજો છે તેનું અન્નને બદલે વાવેતર થાય છે. આથી મોંઘવારી વધતી ચાલે છે.

પવનના આવેગની સામે ઘણી ઝડપથી દોડે એવાં યાનો બનાવવામાં આવે છે, જેવાં કે, વિમાન, નૌકા મોટર, સાઇકલ, રેલ્વે ઇત્યાદિ આવી તરેંની મોટા સમુદાયને દુઃખી થવાની અને નાના સમુદાયને દારૂ, વ્યભિચાર, મિથ્યા વૈભવ કરવામાં પૈસાના લોભને અને ચલનને લીધે સટ્ટા અને છેતર પીંડી થાય છે. ભાવિની પ્રજાને માથે દરેક રાજ્ય લોનો કાઢી વારસામાં દારિદ્રય આપે છે હથિઆરથી એ સત્તાને અટકાવે એવી કોઇ ઈશ્વરી સત્તા સિવાય બીજી સત્તા જણાતી નથી. એવું કેટલાએકનું કહેવું છે. પ્રત્યેક મનુષ્યને વેઠવું પડયું છે. દિનપર દિન મોંઘવારી થતી જાય છે

અને લોભનો થોભ કયારે થશે તે કોઇ જાણતું નથી. લોકો કહે છે કે, લોભીનાં લોભને કોઇ પણ હદજ નથી.

આર્ય શાસ્ત્રો સુખ સંપતિ મેળવવાના સાધન અને દોરી ઇશ્વરના હાથમાં છે એમ માને છે તેથી તેઓ અંતરમાં કપટ રાખી બીજાને દુઃખી કરી ધન પ્રાપ્તિ કરવાની ના પાડે છે. રાજ્યનો લોભ પણ કરવાની ના પાડે છે અને ધર્મની સ્થાપના કરવાને વાસ્તે અને સત્વગુણ વધારવા માટે અને રજ સ્તમો ગુણને મળ તરીકે ગણી દૂર કરવાને પ્રબોધે છે. અને તેથીજ સુખ આનંદ અને ઇશ્વરની પ્રાપ્તિ છે એમ કહે છે. જે લોકો ઇશ્વરને માનતા નથી અથવા તો એકાદ ઢોંગી ધર્મ બોધકનો મોઢથી વૈખરી વાદ કરે છે. તેમને માટે સ્વાનુભવ આપે એવું એક દ્રષ્ટાન્ત આપીએ છીએ.

મોટું રાજ્ય મેળવવા માટે, મોટું સૈન્ય રાખવામાં આવે છે. એ મોટું સૈન્ય દેશ દેશાવર ભમતું કે છાવણી નાખતું રહે છે અને બાયડી છોકરાં સાથે સૈનિકોની મુસાફરી થઇ શકતી નથી અને વરસોના વરસ સૂધી તે રાજ્ય ટકાવવા માટે અધિકારીઓ મોકલવા પડે છે. તેમાના ઘણાખરા તો કુંવારા હોય છે. ભટકવાની અને દૂર દેશ જવાની બાયડીઓ ના પાડે છે. તેથી કરીને વરસો વરસ દૂર દેશ ગએલા પતિ વિનાની સ્ત્રીઓ રહે છે. તેમને સૃષ્ટિક્રમ કોઇ છોડતો નથી. પછી તે જાર કર્મમાં પડે છે અને સૈનિકો પણ કુકર્મ વડે કરીને નીતિભ્રષ્ટ થાય છે.

ઇશ્વર કાંઈ પ્રત્યક્ષ દેખાતા નથી રાજાના કાયદા સમષ્ટિને અર્થે છે પણ પ્રત્યેક વ્યકિતને માટે તે કાયદા નથી. કાયદા તો આત્મા છે. અને તે આત્માને રમાડનાર છે કારભારીઓના હાથમાં અમલ કરવાનો હોય છે તે તેનો સદ્ઉપયોગ અથવા દુરૂપયોગ પોતાના મત પ્રમાણે કરી કાયદાને નાચ નચાવે છે. જન મંડલ એટલે જ્ઞાતી બંધન અથવા કલબ બંધન સમષ્ટિના પુરતું છે. છૂપા અને ખાનગી વ્યવહાર અને કર્મો ઉપર ન્યાતનો અમલ

નથી પાપા ચરણ કરવાનું હૃદય વજ્ર જેવું કઠણ હોય છે. અને તેની અંદર ષડરિપુઓ એટલો તો ઘોંઘાટ મચાવી રહે છે કે અંતરાત્માનો શબ્દ તેમાં દબાઈ જઇ સંભળાતો નથી તેથી કરીને દ્વિપાદ પશુ અરરર ભુલ્યો. પશુ નહિ પણ રાક્ષસ–નાના રાક્ષસ નહિ પણ બ્રહ્મ રાક્ષસ એવા કેટલાએક વામીઓ હોય છે. તો એ વામ માર્ગ ધારણ કરનાર બ્રહ્મ રાક્ષસોને શું નામ આપવું તે કાંઈ સુઝતું નથી. જેવા કે રાવણ અને કુંભકર્ણ વીગેરે વીગેરે.

પરમેશ્વરની ભવિતવ્યતા આગળ મનુષ્યનો પ્રયત્ન કાંઈ ચાલી શકતો નથી. જર્મનીએ કાઉન્ટ બીસ્માર્કની સલાહ વિરૂદ્ધ ૪૦ વર્ષ થયાં ફ્રાન્સમાં જઈ ત્યાં રણક્ષેત્ર કરવા તૈયારી કરી હતી. તેના પરીણામે ૧૯૧૪માં જર્મનીએ આ પ્રચંડ યુદ્ધનો પ્રસંગ આણ્યો. જર્મની એ આગમચથી એટલી બધી શસ્ત્ર અસ્ત્ર ગોદી અને સાધનોની તૈયારી કરી રાખી હતી કે મારણના હથીયાર અને રસાયની દ્રવ્યના ગોળા વિમાનો વિગેરે આખા જગતને જીતવાના અને સર્વોપરી થવાના પ્રયત્નો કર્યાં હતા. ૪૦ વર્ષ થયાં ગુપ્તચરો ફ્રાન્સની નોકરીમાં રહી ફ્રેંચ અમલદારોને લાંચ રૂસવત સલાહ વીગેરેથી ફોડવાના પ્રયત્નો, બાતમી મેળવવાના પ્રયત્નો જારી રાખ્યા. અને સ્વદેશને લડાઇથી દૂર રાખી પોતાના કારખાના અને વ્યાપારને જરી પણ ધોકો ન પહોંચે એવી ગોઠવણ કરી હતી અને અભિમાનથી પોતાના લશ્કરની આગળ ભાષણ કરતાં જર્મન કૈસરે એવું ઉચાર્યું હતું કે કીલની કેનલ જેવી જોઇએ તેવી સંતોષકારક બંધાઇ ચુકી છે કે હવે જર્મની કોઈ શત્રુની સામે થવા નીડર છે. આવી મતલબના વાક્યો ઉચ્ચરાયા હતાં. પરંતુ ઇશ્વરની ભવિતવ્યતા આગળ મનુષ્યના કેવાં નિર્બળ વિચાર છે તે આ લડાઇનું છેવટ જે જર્મનીની હાર થઇ તે બતાવી આપે છે.

---

## લોકપ્રિય પુસ્તકો.

### યોગ સંબંધી સરળ માહિતી આપનાર પુસ્તક

# શ્રી પાતંજલ યોગસૂત્ર.

યોગનો સર્વોપરી ગ્રંથ ભગવાન પાતંજલિકૃત પ્રત્યેક સૂત્ર અને તેની દરેકને સમજ પડે તેવી વિસ્તારયુક્ત ગુજરાતી ટીકા સાથે આ પુસ્તક હાલમાંજ બહાર પડ્યું છે. આ પુસ્તકમાં વિશેષ કરીને વર્તમાન સાયન્સ–વેદ શાસ્ત્રપુરાણ અને પદાર્થ વિદ્યા તથા લૌકિક દ્રષ્ટાંતો વગેરે આપી તેની લોક પ્રિયતા વધારી છે. સંતપ્ત શ્રમિત મનને દુઃખ સાગરમાંથી શાંત અને વીર આદી રસથી પૂર્ણ કરી સુખના અબ્ધિમાં પલટાવે છે. આ ગ્રંથ ધર્મજીજ્ઞાસુઓ, શાંતિના ઉપાસકો, તથા કૉલેજના વિદ્યાર્થીઓએ વાંચવા યોગ્ય છે અને હાઈસ્કુલ તથા લાયબ્રેરીમાં, રાખવા લાયક છે. મૂલ્ય રૂ. ૧) ટપાલ ખર્ચ જુદું.

**રૂદ્રાધ્યાય.** ક્લીષ્ટ અને તુટક અર્થ નહિ કરતાં રસમય રૂદ્રનું દર્શન કરાવી વસ્તુસાક્ષાત્કાર કરાવનાર અને અનુષ્ઠાન કરવાની પદ્ધતિ દર્શાવી મન વાંચ્છિત ફળ આપનાર સરળ ભાષામાં ગાન અને કાવ્ય તેમ ગદ્ય સહિત આનંદ આપનાર અદ્દભુત પુસ્તક કિંમત રૂ. દોઢ.

## બ્રહ્મસૂત્ર અથવા વેદાંત દર્શન.

પ્રત્યેક સુત્રોના મૂળ તથા અર્થ અને તે ઉપર વિસ્તારયુક્ત ટીકારૂપ વિવેચનથી આ ગ્રંથ ભરપુર છે. આધુનિક નાસ્તિકવાદીની શંકાના સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે. ધર્મજીજ્ઞાસુઓએ વાંચવા વિચારવા તથા મનન કરવા યોગ્ય છે. ભાષા સર્વને સમજાય તેવી સરળ રાખી છે. આ પુસ્તક લાયબ્રેરીમાં રાખવા તથા ઇનામ તરીકે આપવા અને સન્યાસી સાધુ ગરીબ જીજ્ઞાસુ બ્રાહ્મણો ઇત્યાદિને ધર્મમાં પ્રેરણા થવા ઉદારચિત ગૃહસ્થોએ ખરીદ કરી ભેટ આપવા યોગ્ય છે. પુર્નજન્મ; દેવયાન માર્ગ, ઇત્યાદિ વિષયમાં ધર્મ પ્રવૃત્તિ કરાવનાર આ પુસ્તક છે. કદ ડેમી આઠ પેજી લગભગ ૫૦ ફોર્મ ઉપર.

કિંમત રૂ. પાંચ. પાકુ પુઠું. પોષ્ટેજ જુદું.

ઈંદિરાનંદ લલિતાનંદ પંડિત. નાગરફળીઆ–સુરત.

વિશ્વજયોતિ કાર્યાલય. ભાગાતળાવ, સુરત.

**કાવ્યાનંદનિધિ** વિ. ૩ જો. પ્રેસમાં તૈયાર થાય છે

**શ્રી કાવ્યાનંદ નિધિ** (પ્રથમ વિભાગ, કવિ ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત, નાગરફળિયા સુરત મૂલ્ય રૂા. ૧-૦-૦) તત્વજ્ઞાન, વ્યવહાર, નીતિ વેદાંત, ભક્તિ, સમાજ ધર્મ, ઇતિહાસ દર્શન અને બાલસાહિત્ય એવા અનેક વિષયોપર લખેલી છૂટી છવાઇ કવિતાઓનો આ સંગ્રહ કવિ ઇંદિરાનંદની લાક્ષણિક કવિત્વ શક્તિનો વ્યંજક છે. એમનાં ઘણા ખરા કાવ્યોમાં કેશવલાલ હરિરામની નહિજેવી સ્વાભાવિકતા હોવા સાથે એથીએ અધિકતરપદ લાલિત્ય, માધુર્ય અને કર્ણપટુ શબ્દ જાળ છે. કવિ અનાદરેલ કવિતા અને કાવ્ય સૃષ્ટા વિષે પ્રસ્તાવમાં શોક પ્રદર્શિત કરી અત્યાર સુધી પોતાનો સંગ્રહ બહાર નહિ પાડવાનું કારણ સ્પષ્ટ કરે છે અને ખરેજ કાવ્ય પ્રકાશન સંબંધે એમનો એ પ્રાથમિક અનિશ્ચય પ્રકૃતિના બાલક કવિ બોટાદકરને ગુજરાતે બેદરકારી દ્વારા કરેલા અન્યાયનું સમર્થન કરે છે. કવિ ઇંદિરાનંદની વિવિધ જ્ઞાનકલા સુલહરી મંજુલ મહાલે ધીમી, સુમન આ સુમનાંજલી પ્રેમથી, ઇંદિરા અખંડ જ્યોતિ ઝગમગ ઉર મહાંય રહેતી, અંતરના અંતરમાં ચિદ્રુપ ભવ ભંજની જેવી પંક્તિઓમાં ઝળકી ઉઠે છે. છંદ અને વૃત સાથે કવિએ ભિન્ન ભિન્ન રાગ રાગણીઓનો છૂટથી ઉપયોગ કરી સંગીતની હલક જમાવી છે. જો કે એમની કવિતા દોષથી છેક અલિપ્ત નથી તોપણ વિશિષ્ટ વિષયોને અનુલક્ષીને લખાયલાં પદો કવિની ઘણે ભાગે સફળવાણી વ્યક્ત કરતાં જણાય છે. દોષ એટલોજ જણાય છે કે, કવિએ આ ઉત્ક્રાંતિના યુગના પ્રેરક બળની પ્રચંડ છોળોનો અસ્વીકાર કરી રૂઢ અને કંઇક ગતકાલિન થઇ ગયલી શૈલીમાં રાચવાનું વધારે પસંદ કર્યું છે. (ગુજરાતી તા. ૧૦-૫-૨૫ પૃષ્ઠ ૭૨૫-૭૨૬.)

**શ્રી રૂદ્રાધ્યાય** (રચયિતા કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત સુરત મૂલ્ય રૂા. ૧॥) કર્મ કાંડી ભાવિકો માટે ઉપયોગી થાય તેવી શૈલીમાં કવિ ઇન્દિરાનંદે શ્રી રૂદ્રાધ્યાય તૈયાર કર્યો છે. સામાન્ય રીતે રૂદ્રિમાં આઠ અધ્યાય હોય છે. પરંતુ તેમાં બેજ મહત્વના ગણાય છે, પાંચમો અને આઠમો, તેમાંયે પાંચમા અધ્યાયમાં રૂદ્ર સ્તવન સર્વોત્કૃષ્ટ અને સર્વ ફલદાયી છે. આ વાતને માન્ય રાખી શ્રીયુત ઇંદિરાનંદે પાંચમા અધ્યાયને ખૂબ મહત્વ આપી તેનું સ્પષ્ટીકરણ અને વિવેચન કર્યું છે. આઠમો અધ્યાય ખાસ કર્મકાંડને લગતો છે એટલે તેનો પણ સમાવેશ રૂદ્રાધ્યાયમાં કરી સંપાદકે યજ્ઞની ક્રિયાઓનો સ્ફોટ કર્યો છે. પુસ્તક રચવામાં યજુર્વેદના ૧૬મા અને ૧૮મા અધ્યાયનો મુખ્યત્વે આધાર લેવાયો છે. પોતાની વૃદ્ધાવસ્થા છતાં અને લગભગ અંધાપા જેવી સ્થિતિ છતાં કવિશ્રીએ શ્રમ લઇ

આવું સારૂ ધર્મ સંબંધી પુસ્તક પ્રકટ કર્યું છે તે પ્રસંસનીય ગણાય. કર્ત્રચિત ઇશ્વરસ્તવનના સંસ્કારી ગુજરાતી ગાયનો અને છંદોની છાંટ પુસ્તકની આકર્ષતામાં વધારો કરે છે.

(ગુજરાતી તા ૮-૨-૨૫ પૃષ્ઠ ૨૨૧.)

**શ્રી કાવ્યાનંદ નિધિ:** હાલના જમાનામાં કવિઓની કદર કોણ કરે છે? ગુજરાતનાં જાણીતા કવિરાજ શ્રી દલપતરામ ડાહ્યાભાઇની કવિતા જે રસપૂર્ણ ભાવથી જુના જમાનાના ગુજરાતીઓ યાદ કરે છે, તે ભાર હાલના વખતમાં મરહુમ શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી શિવાય, કોઇપણ કવી પોતાના કાવ્યો મારફતે ગુજરાતના જનસમુહમાં ઉમજ કરી શક્યો નથી. એ કાળની બલીહારી છે. સુરતના જાણીતા વૃદ્ધ કવિ શ્રી ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત કવીઓની વીટંબણાઓ વીષે પોતાનાં "કાવ્યાનંદ નિધિ નામના પુસ્તકમાં જે કાંઇ લખે છે, તે અમારા ઉપરના કથનને ટેકો આપે છે. શ્રી ઈંદિરાનંદે યોગ, શાસ્ત્ર. વેદશાસ્ત્ર પુરાણ ઉપનીષદો વિગેરે ઉપર સંખ્યાબંધ લેખો લખ્યા છે, અને હાલમાં તેઓએ પોતાના અનુભવના ૪૮ કાવ્યોનો એક સંગ્રહ શ્રી કાવ્યાનંદ નિધિના પ્રથમ ભાગ તરીકે પ્રગટ કર્યો છે. પુસ્તકમાં માતૃભૂમિને લગતાં, પ્રભુસ્તુતીના, લગન વખતે ગાવાના વિગેરે કાવ્યો છે અને તે શ્રદ્ધાળુમાં ધર્મ જાગરૂતી કરે એવાં છે. કવિરાજ આવા અનેક પુસ્તકો પ્રગટ કરવા ઇચ્છા રાખે છે અને નાણાની મદદ હોય તો પડતર કીંમતે જનસમુહને આપવા માંગે છે. શ્રીમંતોએ ઉત્તેજન આપવા જેવો આ વિષય છે. પુસ્તકની કીંમત રૂપીઓ એક છે અને કરતા પાસેથી સુરત નાગરફળીયાને સરનામે લખવાથી મળી શકે છે.

(પ્રજામિત્ર અને પારસી તા. ૩-૧-૨૫)

**શ્રી કાવ્યાનંદનિધિ:**—સુરતના કવિ ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત વેદશાસ્ત્ર, પુરાણ, યોગશાસ્ત્ર, ઉપનિષદો, નીતિધર્મ વીગેરે વિષયો પર કેટલોક વખતથી ચાલું પુસ્તકો બહાર પાડવા લાગ્યાં છે અને તેમાં તેઓએ પ્રાચીન શાસ્ત્રોનો ઉત્તમ બોધ જનસમુહ આગળ મુકયો છે. તેઓએ પાંતજલયોગ સુત્ર, રૂદ્રાધ્યાય બ્રહ્મસુત્ર વીગેરે જે પુસ્તકો અગાઉ પ્રગટ કર્યાં છે, તે ઉપલાજ વિષયોને લગતા છે અને તેમાં તેઓએ સારી ફત્તેહ મેળવી છે. હાલમાં તેઓએ પોતાના લગભગ અડધી સદીના અનુભવના કાવ્યોનું એક પુસ્તક નામે કાવ્યાનંદ નિધિ (પ્રથમ વિભાગ) તરીકે પ્રગટ કર્યું છે અને તેમાં દેશપ્રેમની, ઈશ્વર પ્રેમના, વેદાંતના નીતિના, વાત્સલ્યભાવના, લગ્નને લગતા, સુસ્ત્રીરતાના વિગેરે લગભગ ૪૮ કાવ્યો પ્રગટ કર્યાં છે.

શબ્દો જુદા જુદા ગાગરાગણીમાં છે અને જીવને આનંદ આપે એવાં છે. પુસ્તક કરતા પાસેથી રૂપીઆ એકની કીંમતે સુરત નાગર ફળીયામાંથી મળી શકે છે. (મુંબઈ સમાચાર તા. ૬-૧-૧૯૨૫.)

**પાંતજલયોગ સૂત્ર [illegible]**—યોગવિદ્યા અદ્ભુત છે અને તે જાણનાર વીરલાજ હોય છે. [illegible] તેઓને [illegible]ડવાદ અને દુનિયા ઉપરનો પ્રેમ છોડી આત્મા જ્ઞા[illegible]ને ધ્યેય બનાવવાની ઇચ્છા થાય, તેઓજ એ વિદ્યામાં ચંચુપાત કરી શકે [illegible] તેનો સ્વાદ લાગ્યા બાદ તેનાથી છૂટા થવું મુશ્કેલ બને છે. એ કારણથીજ ચાલુ જમાનામાં યોગ વિદ્યાના જાણકાર બહુજ થોડા મળી આવે છે અને તેના અભ્યાસી પણ બહુજ થોડા હોય છે. દુનિયાના સુખોને ત્યાગી આત્મા અને પ્રભુ સાથે લગની લગાડવી એ કાંઇ જેવો તેવો ભોગ આપવાનું કામ નથી, કેમકે દુનિયાના લોભ, લાલચો અને મોહનો જેઓ ત્યાગ કરી શકે છે તેઓ વીરલાજ જણાય છે. તે છતાં જેઓને આત્માના દર્શન કરી પ્રભુની સાથે એકતાર થવાની ઇચ્છા હોય તેવાને માટે કેટલાક પુસ્તકો વિદ્વાનોએ બનવ્યાં છે. અને તેમાં પાતંજલ યોગશાસ્ત્ર મુખ્ય છે. એ યોગશાસ્ત્રના પુસ્તકનું સરળ ભાષાન્તર કવિ ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત સુરતવાળાએ કર્યું છે અને તેના સોલ એજન્ટ તરીકે અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયના ઉત્પાદક પ્રભુશંકર નરભેરામ વ્યાસ છે. જેઓએ એ પુસ્તક અમને અભિપ્રાયઅર્થે મોકલ્યું છે. પુસ્તકમાં આત્માર્થી જનો માટે ઉત્તમ ખજાનો છે અને તે એક રૂપીઆની કીંમતે અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયમાંથી મળી શકશે.

(મુંબઇ સમાચાર તા. ૧૩-૨-[illegible])

**શ્રી.પાતંજલયોગ સૂત્રનો આશય:** કવિ ઇંદિરાનંદ લલીતાનંદ પંડિત સુરતવાળા કે જેઓ મુંબઇની કસ્ટમ ઓફીસમાં અગાઉ ડેપ્યુટી એકાઉન્ટન્ટ હતા તેઓશ્રીએ પોતાની વૃદ્ધાવસ્થા છતાં અને આંખે દેખાતું ન છતાં એક અતિ ઉપયોગી પ્રાચીન યોગને લગતાં સૂત્રનું ભાષાંતર રચીને અને અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયે સોલએજન્ટ તરીકે બહાર પાડીને આત્મા અને મોક્ષના રશીયાઓ પર મોટો ઉપકાર કર્યો છે એમ પુસ્તકનું અવલોકન કરતાં જણાય છે, યોગના સર્વોપરી ગ્રંથ તરીકે ભગવાન પાતંજળી કૃત યોગસૂત્ર અને શ્રીમન્ હેમચંદ્રાચાર્ય કૃત શ્રી યોગશાસ્ત્રનું ભાષાંતર વર્ષો અગાઉ બહાર પડયું હતું પણ હવે તે મળી શકતું પણ નથી. તેવા સમયે શ્રીપાંતજલ યોગસૂત્રનું ભાષાંતર આવકારદાયક થઇ પડવું જોઇએ. આ ભાષાંતરમાં માત્ર સૂત્રનું ભાષાંતરજ આપવામાં આવ્યું

નથી પણ તેની હાલની સાયન્સ, વેદ, શાસ્ત્ર, પુરાણુ અને પદાર્થ વિદ્યાના તથા લઉકીક દ્રષ્ટાંતો આપી જીજ્ઞાસુ માટે યોગનો માર્ગ સરળ કરવા સારો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે ખાસ ધ્યાન ખેંચનારૂં છે. જેઓને પ્રાચીન આત્મશાસ્ત્રોની વાણીનો થોડોગણો અદ્ભુત રસ ચાખવો હોય અને પોતાના આત્મા વિશે માહિતિ મેળવવી હોય એટલુંજ નહિ પણ જન્મ, જરા અને મરણથી પાર થવું હોય તેઓને માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે. પુસ્તકની કીંમત રૂપીઓ એક છે અને તે અડાજણ (સુરત) ના પ્રગતી મંદિરમાંથી મળી શકે છે.

(સાંજ વર્તમાન તા. ૧૯મી મંગળવાર)

**શ્રી રૂદ્રધ્યાયઃ**—સુરતના નાગર ફળીયામાં રહેતા કવિ શ્રી. ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત કે જેઓ હાલમાં ચર્મચક્ષુ ખોઈ બેઠા છે, તેઓ પોતાની વૃદ્ધાવસ્થામાં શાસ્ત્રને લગતાં અનેક વિદ્વતાપુર્ણ પુસ્તકો પ્રગટ કરતા જાય છે. તેમનું તે રીતે પ્રગટ થયેલું છેલ્લું પુસ્તક તે 'રૂદ્રધ્યાય' છે. સંસાર દુઃખને, દરીદ્રને, ભયને, શોકને, અમંગળને, અવિદ્યાને, દ્રવીભુત કરી સુખ, વીદ્યા મંગળ, અભ્યાસ ઇત્યાદિ આપે તેને રૂદ્ર કહે છે, એ પુસ્તકના અનેક અર્થ થાય છે જેમાનાં કેટલાક આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે અને ધર્મ ઓમ, વરણો, શાસ્ત્રો, દેવો વિગેરેની વ્યાખ્યા આપી શ્રી રૂદ્રનું ધ્યાન કેવી રીતે કરવું તે સ્પષ્ટ રૂપમાં દેખાડવામાં આવ્યું છે. આ બાબતો યજુર્વેદમાં આપેલી છે અને તેમાં આઠ અધ્યાય આવે છે. આઠ અધ્યાયમાં પાંચમાં અને આઠમાં અધ્યામાં મુખ્યત્વે રૂદ્ર સ્તવન આવે છે અને તેથી રૂદ્રાભિષેક કરનારા પાંચમા અધ્યાયને મહત્વ આપે છે અને કહે છે કે રુદ્રાધ્યામાં ત્રણ વખત પાઠ કરવામાં આવે તો એક રૂદ્રાભિષેકનું ફળ મળે છે. પંડિતજીએ તેથી આ પુસ્તકમાં અને આ મુખ્ય અધ્યાયનું વિવેચન કર્યું છે અને તે બાદ આઠમાં અધ્યાય પર વિવેચન કર્યું છે. તેમાં પંડિતજીએ વેદના ૧૬ મા અને તે પછી ૧૮ મા અધ્યાયનો આધાર લીધો છે. વેદના એ ૧૬ મા અધ્યાયને રૂદ્રના સામાન્ય પુસ્તકમાં પાંચની અને ૧૮ મા અધ્યાયને આઠની સંખ્યા અપાઇ છે. એ ઉપરાંત પંડિત જવાલાપ્રસાદની એ અધ્યાયો પરની ટીકાનો. સ્વામી આનંદાનંદના રૂદ્રાધ્યાયના પુસ્તકનો અને બીજા પુસ્તકોનો પણ આધાર લેવામાં આવ્યો છે. જીજ્ઞાસુ અને શ્રદ્ધાળુઓએ આ પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તકની કીંમત દોઢ રૂપીઓ છે

(મુંબઇ સમાચાર તા. ૩-૬-૧૯૨૪)